છે કે જે સામર્થ્યશાળી હસ્તી તેને પેદા કરી છે તેનું સામર્થ્ય કયામત (મહાપ્રલય પછી પુનર્જીવન) લાવવા અને આખિરત ઊભી કરવા અશક્તિમાન છે ? અને આ સમસ્ત કારખાનામાં જે કમાલ દરજ્જાની તત્ત્વદર્શિતા અને બુદ્ધિચાતુર્ય કાર્યરત છે, શું તેને જોઈને તમારી સમજમાં એ જ વાત આવે છે કે આ કારખાનાનું એક-એક અંગ અને એક-એક ક્રિયા તો હેતુસર છે, પરંતુ સ્વયં સમગ્ર કારખાનું હેતુવિહિન છે ? છેવટે આનાથી વધુ નિમ્ન અને નિરર્થક વાત શું હોઈ શકે છે કે આ કારખાનામાં મનુષ્યને Foreman, નાયબ અને પ્રતિનિધિના પદ ઉપર નિયુક્ત કરીને તેને અહીં ખૂબ વ્યાપક અધિકારો તો આપી દેવામાં આવે, પરંતુ જ્યારે તે પોતાનું કામ પૂરૂં કરીને અહીંથી રુખસદ થાય તો તેને આમ જ છોડી દેવામાં આવે ? ન કામ બનાવવા માટે પેન્શન અને ઈનામ, ન બગાડવા માટે પૂછપરછ અને સજા ? આ દલીલો આપ્યા પછી ભારપૂર્વક ફરમાવવામાં આવ્યું છે કે ફેસલાનો દિવસ ચોક્કસ પોતાના નિર્ધારિત સમયે આવીને રહેશે. તમારો ઈન્કાર આ ઘટનાને ઘટિત થવાથી રોકી શકશે નહીં.

તે પછી આયત-૨૧ થી ૩૦ સુધી બતાવવામાં આવ્યું છે કે જે લોકો હિસાબ-કિતાબની આશા નથી રાખતા અને જેમણે અમારી આયતોને ખોટી ઠેરવી છે, તેમના એક-એક કરતૂક ગણી-ગણીને અમારા પાસે લખેલાં છે, અને તેમની ખબર લઈ નાખવા માટે જહન્નમ ફાંસલો તૈયાર કરીને બેઠી છે. પછી આયત-૩૧ થી ૩૬ સુધી તે લોકોના શ્રેષ્ઠ વળતરનું વર્ણન છે, જેમણે પોતાને જવાબદાર અને ઉત્તરદાયી સમજીને દુનિયામાં જ પોતાની આખિરત સુધારવાની ચિંતા અગાઉથી જ કરી લીધી છે.

અંતમાં અલ્લાહની અદાલતનું દૃશ્ય પ્રસ્તુત કરવામાં આવ્યું છે કે ત્યાં કોઈનું હઠ ઉપર બેસી જવાનો અને પોતાના સંબંધીઓને માફી અપાવીને છોડાવી લઈ જવાનો તો પ્રશ્ન જ નથી, કોઈ પરવાનગી વગર મોઢું પણ નહીં ખોલી શકે, અને પરવાનગી પણ તે શરતે કે જેના હકમાં ભલામણનો આદેશ થાય માત્ર તેના માટે જ ભલામણ કરે અને ભલામણમાં કોઈ અજુગતી વાત ન કહે. ઉપરાંત, ભલામણ કરવાની પરવાનગી ફક્ત તે લોકો માટે આપવામાં આવશે જેઓ દુનિયામાં સત્ય-સંદેશને સ્વીકારનારા રહ્યા છે અને માત્ર ગુનેગારો છે. અલ્લાહના વિદ્રોહી અને સત્યનો ઈન્કાર કરનારાઓ કોઈ પણ ભલામણના હકદાર નહીં હોય. પછી વાત તે ચેતવણી સાથે સમેટવામાં આવી છે કે જે દિવસના આવવાના સમાચાર આપવામાં આવી રહ્યાં છે, તેનું આવવું તદ્દન સત્ય છે, તેને દૂર ન સમજો, તે ખૂબ નજીક આવી પહોંચ્યો છે. જે આજે આના ઈન્કાર ઉપર દુરાગ્રહી છે, કાલે પસ્તાઈ-પસ્તાઈને કહેશે કે, કદાચ ! હું દુનિયામાં પેદા જ ન થયો હોત ! તે વખતે તેનો આ અહેસાસ તે જ દુનિયા અંગે હશે, જેના ઉપર તે મોહિત થઈ રહ્યો છે.



# (૭૮) સૂરઃ અન્-નબા

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૨ ● આયતો : ૪૦)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. આ લોકો કઈ વસ્તુ અંગે પૂછપરછ કરી રહ્યા છે ?

૨. શું તે મોટા સમાચાર અંગે

૩. જેના સંબંધે તેઓ વિભિન્ન વાતો કરવામાં લાગેલા છે ?

૪. કદાપિ નહીં, ટૂંક સમયમાં જ આમને ખબર પડી જશે.

૫. હા, કદાપિ નહીં, ટૂંક સમયમાં જ આમને ખબર પડી જશે.

૬. શું આ સત્ય નથી કે અમે ધરતીને પાથરણું બનાવી,

૭. અને પર્વતોને ખૂંટાઓની જેમ ખોસી દીધાં,

૮. અને તમને (પુરુષો અને સ્ત્રીઓની) જોડીઓના રૂપમાં પેદા કર્યા,

૯. અને તમારી નિદ્રાને શાંતિનું કારણ બનાવી,

૧૦-૧૧. અને રાત્રિને ઢાંકનાર અને દિવસને આજીવિકાનો સમય બનાવ્યો,

૧૨. અને તમારા ઉપર સાત મજબૂત આકાશોનું નિર્માણ કર્યુ,

૧૩. અને એક અત્યંત પ્રકાશિત અને ગરમ દીપ પેદા કર્યો,

૧૪. અને વાદળોમાંથી નિરંતર વરસાદ વરસાવ્યો

૧૫-૧૬. જેથી તેના દ્વારા અનાજ અને વનસ્પતિ અને ઘીચ બાગ-બગીચા ઉગાડો ?

૧૭. નિઃશંક ન્યાયનો દિવસ એક નિર્ધારિત સમય છે.

૧૮. જે દિવસે રણશિંગામાં ફૂંક મારી દેવામાં આવશે, તમે ટોળાબદ્ધ નીકળી આવશો.

૧૯. અને આકાશ ખોલી દેવામાં આવશે ત્યાં સુધી કે તે દરવાજા જ દરવાજા બનીને રહી જશે,

૨૦. અને પર્વતો ચલાવવામાં આવશે, ત્યાં સુધી કે તે મૃગજળ બની જશે.

૨૧. હકીકતમાં જહન્નમ (નર્ક) એક ફાંસલો (Ambush) છે,

૨૨-૨૩. વિદ્રોહીઓનું સ્થાન ! જેમાં તેઓ યુગો સુધી પડ્યા રહેશે.

૨૪. તેમાં કોઈ ઠંડક અને પીવા લાયક કોઈ વસ્તુનો સ્વાદ તેઓ નહીં ચાખે,

૨૫. કંઈ મળશે તો માત્ર ગરમ પાણી અને જખમોનું ધોવાણ,

૨૬. (તેમના કૃત્યોનો) પૂરેપૂરો બદલો.

૨૭. તેઓ કોઈ હિસાબની અપેક્ષા રાખતા ન હતા

૨૮. અને અમારી આયતોને તેમણે તદ્દન ખોટી ઠેરવી દીધી હતી,

૨૯. અને સ્થિતિ એ હતી કે અમે દરેક વસ્તુ ગણી-ગણીને લખી રાખી હતી.

૩૦. હવે ચાખો મજા ! અમે તમારા માટે યાતના સિવાય કોઈ વસ્તુમાં કદાપિ વધારો નહીં કરીએ. (રુકૂઅ-૧)

૩૧. નિઃશંક અલ્લાહથી ડર રાખવાવાળા લોકો માટે સફળતાનું એક સ્થાન છે,

૩૨-૩૩. બાગ અને દ્રાક્ષ, અને નવયુવાન સમવયસ્ક કુમારિકાઓ,

૩૪. અને છલકાતા જામ.
૩૫. ત્યાં કોઈ બેહૂદી અને જૂઠી વાત તેઓ નહીં સાંભળે.
૩૬. બદલો અને પર્યાપ્ત ઈનામ તમારા રબ (પ્રભુ) તરફથી,
૩૭. તે અત્યંત કૃપાળુ અલ્લાહ તરફથી જે ધરતી અને આકાશો તથા તેમના વચ્ચેની દરેક વસ્તુનો માલિક છે, જેના સામે કોઈને પણ બોલવાની હિંમત નથી.
૩૮. જે દિવસે રૂહ (ફરિશ્તા હઝરત જિબ્રઈલ અલૈ.) અને ફરિશ્તાઓ કતારબદ્ધ ઊભા હશે, કોઈ બોલશે નહીં સિવાય તે, જેને અત્યંત કૃપાળુ પરવાનગી આપે અને જે યોગ્ય વાત કહે. તે દિવસ સત્ય છે,
૩૯. હવે જેની ઈચ્છા થાય તે પોતાના રબ તરફ પાછા ફરવાનો માર્ગ અપનાવી લે.
૪૦. અમે તમને તે યાતનાથી ડરાવી દીધા છે જે નજીક આવી પહોંચી છે. જે દિવસે મનુષ્ય તે બધું જોઈ લેશે જે તેના હાથોએ આગળ મોકલ્યું છે, અને કાફિર (ઈન્કાર કરનાર) પોકારી ઊઠશે કે કદાચ હું માટી હોત ! (રૂકૂઅ-૨)



# (૭૯) અન્-નાઝિઆત

## પરિચય

**નામ :**

પ્રથમ શબ્દ 'વન્નાઝિઆત' ઉપરથી આ સૂરઃનું નામ લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)એ વર્ણન કર્યું છે કે આ સૂરઃનું અવતરણ સૂરઃ નબા પછી થયું છે. આનો વિષય પણ તે જ નિર્દેશ કરે છે કે આ મક્કાના આરંભિક કાળમાં ઊતરેલી સૂરઃઓ પૈકી છે.

**વિષયવસ્તુ :**

આનો વિષય કયામત (મહાપ્રલય) અને મૃત્યુ પછીના જીવનના પુરાવાઓ છે અને તે સાથે એ વાત માટે ચેતવણી પણ આપી છે કે અલ્લાહના રસૂલ—ઈશદૂતને ખોટા ઠેરવવાનું શું પરિણામ આવે છે.

શરૂઆતમાં જ મૃત્યુ સમયે આત્માને કાઢનાર અને અલ્લાહના આદેશોને વિના વિલંબે અમલમાં મૂકનાર અને અલ્લાહના આદેશાનુસાર સમગ્ર સૃષ્ટિનું તંત્ર ચલાવનાર ફરિશ્તાઓના સોગંદ ખાઈને એ ખાત્રી આપવામાં આવી છે કે કયામત નિશ્ચિતપણે આવશે અને મૃત્યુ પછી બીજું જીવન ચોક્કસ આવીને રહેશે, કારણ કે જે ફરિશ્તાઓ દ્વારા આજે પ્રાણ લેવામાં આવે છે, તેમના જ દ્વારા બીજી વાર પ્રાણ મૂકી પણ શકાય છે અને જે ફરિશ્તાઓ આજે અલ્લાહના આદેશોનો અમલ વિના વિલંબે કરે છે અને સૃષ્ટિનું તંત્ર ચલાવે છે, તે જ ફરિશ્તાઓ આવતી કાલે તે જ અલ્લાહના આદેશથી સૃષ્ટિની આ વ્યવસ્થાને છિન્ન-ભિન્ન કરી શકે છે અને એક નવીન વ્યવસ્થા સ્થાપી શકે છે.

આ પછી લોકોને બતાવવામાં આવ્યું છે કે આ કામ, જેને તમે તદ્દન અશક્ય માનો છો, અલ્લાહ માટે શરૂઆતથી જ કોઈ મુશ્કેલ કામ નથી કે તેના માટે કોઈ મોટી તૈયારીઓની જરૂર હોય. કેવળ એક ઝાટકો દુનિયાના આ વ્યવસ્થા-તંત્રને વેરવિખેર કરી નાખશે અને એક બીજો ઝાટકો એ માટે પૂરતો હશે કે તમે એકાએક પોતાને બીજી દુનિયામાં હાજર જુઓ.

ત્યારપછી પયગંબર હઝરત મૂસા (અલૈ.) અને ફિરઔનનો કિસ્સો ટૂંકમાં વર્ણવીને લોકોને ચેતવણી આપવામાં આવી છે કે પયગંબરને ખોટા ઠેરવવા અને તેના માર્ગદર્શન અને ઉપદેશને રદ કરી દેવા તેમજ છળ-કપટ દ્વારા તેને પરાસ્ત કરવાના પ્રયત્નોનો કેવો અંજામ ફિરઔન જોઈ ચૂક્યો છે. તેના ઉપરથી બોધપાઠ મેળવીને પોતાનું વર્તન બદલશો નહીં તો તે જ પરિણામ

તમારે પણ ભોગવવું પડશે.

આ પછી આયત-૨૭ થી ૩૩ સુધી આખિરત (પરલોક) અને મૃત્યુ પછીના જીવન અંગેની દલીલો આપવામાં આવી છે. આયત-૩૪ થી ૪૧માં બતાવવામાં આવ્યું છે કે જ્યારે આખિરત સર્જાશે, ત્યારે માનવીના સ્થાયી ભવિષ્યનો ફેંસલો એ આધારે થશે કે કોણે દુનિયામાં બંદગીની સીમાઓનું ઉલ્લંઘન કરીને પોતાના અલ્લાહ સામે વિદ્રોહ કર્યો અને દુનિયાના જ લાભો અને લિજ્જતોને લક્ષ્યાંક બનાવી લીધા અને કોણ પોતાના રબ (માલિક) સમક્ષ રજૂ થવાનો ડર રાખીને મનની અયોગ્ય ઇચ્છાઓ સંતોષવાથી દૂર રહ્યો.

અંતમાં મક્કાના અસત્યવાદીઓના તે પ્રશ્નનો ઉત્તર આપવામાં આવ્યો છે કે તે કયામત ક્યારે આવશે. આ પ્રશ્ન તેઓ અલ્લાહના રસૂલ (સલ્લ.)ને વારંવાર પૂછતા હતા. ઉત્તરમાં ફરમાવવામાં આવ્યું છે કે તે સમયની જાણ અલ્લાહ સિવાય અન્ય કોઈને નથી. રસૂલનું કાર્ય માત્ર સચેત કરવાનું છે કે તે સમય જરૂર આવશે, હવે જેનું મન ચાહે તે તેના આગમનથી ડરીને પોતાનું વલણ સુધારી લે અને જેનું મન ચાહે તે નિર્ભય બનીને નિરંકુશ ઊંટના જેમ ફરતો ફરે. જ્યારે તે સમય આવશે ત્યારે તે જ લોકો જેઓ આ દુનિયાના જીવન ઉપર મરી ફીટતા હતા અને એને જ સર્વસ્વ સમજતા હતા, અનુભવશે કે દુનિયામાં તેઓ ફક્ત ક્ષણવાર જ રોકાયા હતા. તે વખતે તેઓ જાણશે કે આ અલ્પ જીવન માટે તેમણે કેવી રીતે કાયમ માટે પોતાનું ભવિષ્ય બરબાદ કરી નાખ્યું.



# (૭૯) સૂરઃ અન્-નાઝિઆત

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૨ ● આયતો : ૪૬)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. સોગંદ છે તે (ફરિશ્તાઓ)ના જેઓ ડૂબીને ખેંચે છે,
૨. અને ધીરેથી કાઢીને લઈ જાય છે.
૩. અને (તે ફરિશ્તાઓના જેઓ સૃષ્ટિમાં) ઝડપથી તરતા ફરે છે,
૪. પછી (આદેશપાલનમાં) એક-બીજાથી આગળ વધે છે,
૫. પછી (અલ્લાહના આદેશો અનુસાર) મામલાઓનો વહીવટ કરે છે.
૬. જે દિવસે હચમચાવી નાખશે ધરતીકંપનો આંચકો
૭. અને તે પછી એક બીજો આંચકો લાગશે,
૮. કેટલાક હૃદય(એવા) હશે જે તે દિવસે ભયથી ધ્રુજી રહ્યા હશે,
૯. તેમની નજરો ભયભીત હશે.
૧૦. આ લોકો કહે છે, "શું ખરેખર અમને પલટાવીને પાછા લાવવામાં આવશે?
૧૧. શું જ્યારે અમે પોલા જીર્ણ હાડકાં બની ગયા હોઈશું?"
૧૨. (તેઓ) કહેવા લાગ્યા, "આ પાછું આવવું તો ઘણું નુકસાન પહોંચાડનારું હશે!"
૧૩. જો કે આ માત્ર એટલું જ કાર્ય છે કે એક જોરદાર ધમકી અપાશે
૧૪. અને આ લોકો અચાનક ખુલ્લા મેદાનમાં ઉપસ્થિત હશે.
૧૫. શું તમને મૂસાની ઘટનાની જાણ થઈ છે?
૧૬. જ્યારે તેના રબે તેને તુવાની પવિત્ર ખીણમાં પોકાર્યો હતો કે
૧૭. "ફિરઔન પાસે જાઓ, તે વિદ્રોહી બની ગયો છે,
૧૮. અને તેને કહો કે શું તું એ માટે તૈયાર છે કે પવિત્રતા અપનાવે
૧૯. અને હું તારા રબ (પ્રભુ) તરફ તારું માર્ગદર્શન કરું તો (તેનો) ભય તારા અંદર પેદા થાય?"
૨૦. પછી મૂસાએ (ફિરઔન પાસે જઈને) તેને મોટી નિશાની બતાવી,
૨૧. પરંતુ તેણે ખોટું ઠરવી દીધું અને ન માન્યું,
૨૨. પછી ચાલબાજીઓ કરવા માટે પાછો ફર્યો
૨૩-૨૪. અને લોકોને એકઠા કરીને તેણે પોકારીને કહ્યું, "હું તમારો સૌથી મોટો રબ છું."
૨૫. છેવટે અલ્લાહે તેને આખિરત અને દુનિયાની યાતનામાં ઝડપી લીધો.
૨૬. હકીકતમાં આમાં મોટો બોધપાઠ છે દરેક તે વ્યક્તિ માટે જે ડરે. (રુકૂઅ-૧)
૨૭. શું તમારા લોકોનું સર્જન વધુ મુશ્કેલ કામ છે કે આકાશનું? અલ્લાહે તેનું સર્જન કર્યું,
૨૮. તેની છત અત્યંત ઊંચી ઉઠાવી પછી તેનું સંતુલન સ્થાપ્યું,
૨૯. અને તેની રાત ઢાંકી અને તેનો દિવસ કાઢ્યો.

૩૦. એના પછી ધરતીને તેણે પાથરી,
૩૧. તેમાંથી તેનું પાણી અને ઘાસચારો કાઢ્યા,
૩૨. અને તેમાં પર્વતો ખોસી દીધા,
૩૩. જીવન-નિર્વાહના સાધન તરીકે તમારા માટે અને તમારા ઢોરો માટે.
૩૪. પછી જ્યારે તે મોટી આફત આવશે,
૩૫. જે દિવસે માનવી પોતાનું બધું કર્યુ-કરાવ્યું યાદ કરશે,
૩૬. અને દરેક જોવાવાળાના સામે જહન્નમ (નર્ક) ખોલીને મૂકી દેવામાં આવશે,
૩૭. તો જેણે વિદ્રોહ કર્યો હતો
૩૮. અને સાંસારિક જીવનને પ્રાથમિકતા આપી હતી,
૩૯. જહન્નમ (નર્ક) જ તેનું ઠેકાણું હશે.
૪૦. અને જેણે પોતાના રબ સમક્ષ ઊભા થવાનો ભય રાખ્યો હતો અને મનને ખરાબ ઇચ્છાઓથી દૂર રાખ્યું હતું,
૪૧. જન્નત (સ્વર્ગ) તેનું ઠેકાણું હશે.
૪૨. આ લોકો તમને પૂછે છે, ''છેવટે તે ઘડી કયારે આવી પહોંચશે ?''
૪૩. તમારૂં શું કામ કે તેનો સમય બતાવો.
૪૪. તેનું જ્ઞાન તો અલ્લાહ ઉપર સમાપ્ત છે.
૪૫. તમે માત્ર સચેત કરનારા છો તે દરેક વ્યક્તિને જે તેનો ડર રાખે,
૪૬. જે દિવસે આ લોકો તેને જોઈ લેશે તો આમને એવું લાગશે કે (દુનિયામાં અથવા મૃત-અવસ્થામાં આ લોકો) માત્ર એક દિવસના આગળના કે પાછળના પહોર સુધી રોકાયા છે. (રૂકૂઅ-૨)



# (૮૦) અબસ

## પરિચય

**નામ :**

પ્રથમ જ શબ્દ 'અબસ'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

વિવરણકર્તાઓ અને હદીસવેત્તાઓએ સર્વાનુમતે આ સૂરઃના અવતરણનું કારણ એ વર્ણવ્યું છે કે એક વખતે અલ્લાહના રસૂલ (સલ્લ.)ની સભામાં મક્કાના કેટલાક મોટા સરદારો બેઠાં હતા અને આપ (સલ્લ.) તેઓ ઇસ્લામ સ્વીકારવા તૈયાર થાય તે માટે પ્રયત્નો કરી રહ્યા હતા. તે જ વખતે ઇબ્ને ઉમ્મે મકતૂમ (રદિ.) નામના એક અંધ આપ (સલ્લ.)ની સેવામાં ઉપસ્થિત થયા અને તેમણે આપ (સલ્લ.)ને ઇસ્લામ વિષે કંઈક પૂછવાની ઇચ્છા દર્શાવી. આપ (સલ્લ.)ને તેમનો આ હસ્તક્ષેપ પસંદ ન પડ્યો અને આપ (સલ્લ.)એ તેમના તરફ ધ્યાન ન આપ્યું. આ પ્રસંગે અલ્લાહ તરફથી આ સૂરઃનું અવતરણ કરવામાં આવ્યું. આ ઐતિહાસિક પ્રસંગ ઉપરથી આ સૂરઃનો ઉતરાણકાળ સરળતાથી નક્કી થઈ જાય છે.

સૌપ્રથમ એ વાત પુરવાર થયેલી છે કે હઝરત ઇબ્ને ઉમ્મે મકતૂમ (રદિ.) તદ્દન આરંભિક કાળમાં ઇસ્લામ અંગીકાર કરનારાઓમાંથી છે.

બીજું, હદીસની જે નોંધોમાં આ પ્રસંગનું વર્ણન કરવામાં આવ્યું છે, તેમાંથી કેટલીક નોંધો ઉપરથી લાગે છે કે તે વખતે તેઓ ઇસ્લામ સ્વીકારી ચૂક્યા હતા અને અમુક કથનોથી જણાય છે કે તેઓ ઇસ્લામ સ્વીકારવા તરફ આગળ વધી ચૂક્યા હતા અને સત્યની શોધમાં આપ (સલ્લ.) પાસે આવ્યા હતા.

બીજું એ કે અલ્લાહના રસૂલ (સલ્લ.)ની સભામા જે લોકો તે વખતે બેઠા હતા, તેમના નામોની સ્પષ્ટતા જુદી-જુદી નોંધોમાં કરવામાં આવી છે. આ યાદીમાં આપણને ઉત્બહ, શૈબહ, અબૂ જહલ, ઉમૈયા બિન ખલફ, ઉબઈ બિન ખલફ જેવા ઇસ્લામના સૌથી કટ્ટર દુશ્મનોના નામો જોવા મળે છે. આના ઉપરથી જણાય છે કે આ પ્રસંગ તે સમયગાળામાં બન્યો હતો, જયારે અલ્લાહના રસૂલ (સલ્લ.) સાથે આ લોકોનો મેળ-મેળાપ હજુ બાકી હતો અને સંઘર્ષ એટલો ઉગ્ર બન્યો ન હતો કે આપ (સલ્લ.)ને ત્યાં તેમની આવ-જા અને આપ (સલ્લ.) સાથે તેમની મુલાકાતનો ક્રમ સમાપ્ત થઈ ગયો હોય. આ બધી વાતો એ વાત પુરવાર કરે છે કે આ સૂરઃ તદ્દન આરંભિક કાળમાં ઊતરેલી સૂરઃઓ પૈકી છે.

**વિષયવસ્તુ :**

દેખીતી રીતે કથનના આરંભની શૈલી જોઈને માણસ એવું અનુભવે

છે કે અંધ તરફ દુર્લક્ષ સેવવા માટે અને મોટા આગેવાનો તરફ ધ્યાન આપવા માટે આ સૂરમાં અલ્લાહના રસૂલ (સલ્લ.) ઉપર ગુસ્સો કરવામાં આવ્યો છે. પરંતુ સૂરઃ ઉપર સમગ્ર રીતે વિચારવામાં આવે તો જણાય છે કે વાસ્તવમાં ગુસ્સો કુરૈશના કાફિરો (ઇન્કાર કરનારાઓ)ના તે આગેવાનો ઉપર કરવામાં આવ્યો છે જેઓ ઘમંડ, હઠાગ્રહ અને સત્ય તરફ લાપરવાઈને કારણે પયગંબર (સલ્લ.)ના સત્ય-પ્રચારને તુચ્છ ગણીને રદિયો આપી રહ્યા હતા અને જ્યાં સુધી આપ (સલ્લ.)નો સંબંધ છે, આપને પ્રચારની સાચી પદ્ધતિ બતાવવાની સાથે તે પદ્ધતિની ભૂલ પણ સમજાવી છે, જે પોતાની રિસાલત (પયગંબરી)ના કાર્યના આરંભમાં આપ (સલ્લ.) અપનાવી રહ્યા હતા. આપનું એક અંધ પ્રત્યે દુર્લક્ષ સેવવું અને કુરૈશના આગેવાનો તરફ ધ્યાન આપવું, કંઈ તે કારણસર ન હતું કે આપ (સલ્લ.) મોટા માણસોને પ્રતિષ્ઠિત અને એક બિચારા અંધને તુચ્છ સમજતા હતા. પરંતુ અલ્લાહે આપ (સલ્લ.)ને સમજાવ્યું કે ઇસ્લામી આહવાન્ અને આમંત્રણની ખરી પદ્ધતિ આ નથી, બલ્કે આ આમંત્રણના દષ્ટિબિંદુથી તો પ્રત્યેક તે માણસ મહત્ત્વ ધરાવે છે, જેને સત્યની તડપ હોય, પછી તે ગમે તેટલો અશક્ત, વગ વગરનો કે અપંગ હોય, અને તે દરેક માણસ મહત્ત્વ વગરનો છે જેને સત્યની પડી ન હોય, પછી ભલે તે સમાજમાં ગમે તેટલું મોટું સ્થાન ધરાવતો હોય. આથી આપ (સલ્લ.) ઇસ્લામનું આમંત્રણ તો છડેચોક આપો, પણ તમારા ધ્યાનના ખરા હકદાર તે લોકો છે, જેમનામાં સત્ય સ્વીકારવાની તૈયારી દેખાતી હોય, અને આપના આ ઉચ્ચ કોટિના આમંત્રણના સ્થાનેથી આ વાત શોભનીય નથી કે આપ તેને આ ઘમંડી લોકો સમક્ષ પ્રસ્તુત કરો, જેઓ પોતાની મોટાઈના ઘમંડમાં એમ સમજતા હોય કે તેમને આપ (સલ્લ.)ની નહીં, પરંતુ આપ (સલ્લ.)ને તેમની જરૂર છે.

સૂરઃના આરંભથી આયત-૧૬ સુધીનો વિષય આ છે. એ પછી આયત-૧૭થી ક્રોધની દિશા સીધી સત્યના તે ઇન્કાર કરનારાઓ તરફ ફરી જાય છે જેઓ અલ્લાહના રસૂલ (સલ્લ.)ના આમંત્રણને ખોટું ઠેરવી રહ્યા હતા.



# (૮૦) સૂરઃ અબસ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૪૨)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧-૨. ભવાં ચઢાવ્યા અને ઉપેક્ષા કરી એ વાત ઉપર કે તે અંધ તેના પાસે આવી ગયો.
૩. તમને શું ખબર, કદાચ તે સુધરી જાય
૪. અથવા શિખામણ ઉપર ધ્યાન આપે અને શિખામણ આપવી તેના માટે લાભદાયક હોય ?
૫-૬. જે વ્યક્તિ બેપરવાઈ કરે છે તેના તરફ તો તમે ધ્યાન આપો છો,
૭. જો કે તે ન સુધરે તો તમારા ઉપર તેની શું જવાબદારી છે ?
૮-૯. અને જે સ્વયં તમારા પાસે દોડતો આવે છે અને ડરી રહ્યો હોય છે
૧૦. તેની તમે ઉપેક્ષા કરો છો.
૧૧-૧૨. કદાપિ નહીં, આ તો એક ઉપદેશ છે, જેનું દિલ ચાહે આને સ્વીકારે.
૧૩. આ એવી પુસ્તિકાઓમાં લિખિત છે જે પ્રતિષ્ઠિત છે,
૧૪. ઉચ્ચ દરજ્જાની છે, પવિત્ર છે,
૧૫-૧૬. આદરણીય અને પ્રમાણિક લખનારાઓના હાથોમાં રહે છે.
૧૭. ફિટકાર પડે મનુષ્ય ઉપર ! સત્યનો કેવો કટ્ટર ઇન્કાર કરનારો છે આ !
૧૮. કઈ વસ્તુમાંથી અલ્લાહે એને પેદા કર્યો છે ?
૧૯-૨૦. વીર્યના એક ટીપામાંથી. અલ્લાહે એને પેદા કર્યો, પછી એનું ભાગ્ય નિશ્ચિત કર્યું, પછી એના માટે જીવનનો માર્ગ સરળ બનાવ્યો,
૨૧. પછી એને મૃત્યુ આપ્યું અને કબરમાં પહોંચાડ્યો.
૨૨. પછી જ્યારે ઇચ્છે ત્યારે તે એને બીજીવાર ઉઠાવી ઊભો કરી દે.
૨૩. કદાપિ નહીં, એણે તે કર્તવ્ય નિભાવ્યું નથી જેનો અલ્લાહે એને આદેશ આપ્યો હતો.
૨૪. પછી જરા માનવી પોતાના ભોજનને જુએ.
૨૫-૨૬. અમે પુષ્કળ પાણી રેડ્યું, પછી ધરતીને અદ્‌ભૂત રીતે ફાડી,
૨૭-૨૮. પછી તેમાં ઉગાડ્યા અનાજ અને દ્રાક્ષ અને શાકભાજીઓ
૨૯-૩૦. અને જેતૂન અને ખજૂરો અને ઘીચ બગીચા
૩૧. અને જાત-જાતના ફળો અને ઘાસચારો,
૩૨. તમારા માટે અને તમારા ઢોરો માટે જીવન-સામગ્રી તરીકે.
૩૩. છેવટે જ્યારે તે કાન બહેરા કરી નાખે તેવો મોટો અવાજ થશે —
૩૪. તે દિવસે મનુષ્ય (દૂર) ભાગશે પોતાના ભાઈ
૩૫. અને પોતાની માતા અને પોતાના પિતા
૩૬. અને પોતાની પત્ની અને પોતાની સંતાનથી.
૩૭. તેમાંથી દરેક વ્યક્તિ ઉપર તે દિવસે એવો સમય આવી પડશે કે તેને

પોતાના સિવાય કોઈનું ભાન નહીં હોય.

૩૮. કેટલાક ચહેરા તે દિવસે ઝળહળી રહ્યા હશે,

૩૯. પ્રસન્ન-ને-પ્રફુલ્લિત અને આનંદિત હશે.

૪૦. અને કેટલાક ચહેરાઓ ઉપર તે દિવસે ધૂળ ઉડી રહી હશે

૪૧. અને કાલિમા છવાયેલી હશે.

૪૨. આ જ કાફિર (ઇન્કાર કરનાર ) અને દુરાચારી લોકો હશે. (રૂકૂઅ-૧)



# (૮૧) અત્-તકવીર

## પરિચય

**નામ :**

આ સૂરઃનું નામ પ્રથમ જ આયતના શબ્દ 'કુવ્વિરત' ઉપરથી લેવામાં આવ્યું છે. 'કુવ્વિરત' શબ્દ 'તકવીર'નું ભૂતકાળ રૂપ છે, જેનો અર્થ થાય છે લપેટી લેવામાં આવી. આ નામનો અર્થ તે સૂરઃ છે જેમાં લપેટી લેવાનું વર્ણન છે.

**ઉતરાણકાળઃ**

વિષય અને વર્ણનશૈલી ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આ મક્કામાં અવતરિત થયલી આરંભિક કાળની સૂરઃઓમાંથી છે.

**વિષયવસ્તુ :**

અહીં બે વિષયો ચર્ચવામાં આવ્યા છે :

(૧) આખિરત (પરલોક) (૨) રિસાલત (ઇશદૂતત્વ)

આરંભિક ૬ આયતોમાં કયામતના તે પ્રથમ તબક્કાનું વર્ણન કરવામાં આવ્યું છે, જ્યારે સૂર્ય પ્રકાશહીન બની જશે, તારાઓ વિખરાઈ જશે, પર્વતો ધરતી ઉપરથી ઊખડીને ઊડવા લાગશે, લોકોને તેમની પ્રિય વસ્તુઓ સુદ્ધાંનું ભાન રહેશે નહીં, જંગલના પ્રાણીઓ સંવેદનાહીન બની એકત્ર થઈ જશે અને સમુદ્રો ભડકે બળવા લાગશે. પછીની સાત આયતોમાં બીજા તબક્કાનું વર્ણન છે જ્યારે આત્માઓ નવેસરથી શરીર સાથે જોડી દેવામાં આવશે, કર્મનોંધ ખોલવામાં આવશે, ગુન્હાઓ અંગે પૂછપરછ થશે, આકાશના બધા આવરણો દૂર થઈ જશે અને જન્નત (સ્વર્ગ) અને જહન્નમ (નર્ક) બંને દૃષ્ટિમાન થશે. આખિરતનું આ સંપૂર્ણ ચિત્ર દોર્યા પછી મનુષ્યને એમ કહી વિચાર કરતો છોડી મૂકવામાં આવ્યો છે કે તે સમય દરેક વ્યક્તિને સ્વયં સમજાઈ જશે કે તે શું લઈને આવી છે.

પછી રિસાલતનો વિષય લેવામાં આવ્યો છે. એમાં મક્કાવાસીઓને કહેવામાં આવ્યું છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.) જે કંઈ તમારા સમક્ષ પ્રસ્તુત કરી રહ્યાં છે તે કોઈ પાગલની બકવાસ નથી, ન શેતાન-પ્રેરિત કોઈ કલ્પના છે, બલ્કે અલ્લાહે મોકલેલા એક પ્રતિષ્ઠિત, ઉચ્ચ અને વિશ્વાસપાત્ર સંદેશવાહકની વાણી છે, જેમને હઝરત મુહમ્મદ (સલ્લ.)એ ખુલ્લા આકાશના ક્ષિતિજ ઉપર દિવસના પ્રકાશમાં પોતાની સગી આંખે નિહાળ્યાં છે. આ શિક્ષણથી મુખ ફેરવીને તમે કઈ દિશામાં જઈ રહ્યા છો ?

# (૮૧) સૂરઃ અત્-તકવીર

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૨૯)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. જ્યારે સૂર્ય લપેટી દેવામાં આવશે,
૨. અને જ્યારે તારાઓ વિખરાઈ જશે,
૩. અને જ્યારે પર્વતો ચલાવવામાં આવશે,
૪. અને જ્યારે દસ મહિનાની ગાભણી ઊંટણીઓ પોતાના હાલ પર છોડી દેવામાં આવશે,
૫. અને જ્યારે જંગલી પશુઓ સમેટીને એકત્ર કરી દેવામાં આવશે,
૬. અને જ્યારે સમુદ્રો સળગાવી દેવામાં આવશે,
૭. અને જ્યારે આત્માઓ (શરીરો સાથે) જોડી દેવામાં આવશે,
૮. અને જ્યારે જીવતી દાટવામાં આવેલી બાળકીને પૂછવામાં આવશે
૯. કે તે કયા અપરાધ માટે મારી નાખવામાં આવી ?
૧૦. અને જ્યારે કર્મનોંધો ખોલવામાં આવશે,
૧૧. અને જ્યારે આકાશનું આવરણ હટાવી દેવામાં આવશે,
૧૨. અને જ્યારે જહન્નમ (નર્ક) ધગધગાવવામાં આવશે,
૧૩. અને જન્નત (સ્વર્ગ) નજીક લઈ આવવામાં આવશે,
૧૪. તે સમયે દરેક મનુષ્યને ખબર પડી જશે કે તે શું લઈને આવ્યો છે.
૧૫-૧૬. તો નહીં, હું સોગંદ ખાઉં છું પલટનારા અને છૂપાઈ જનારા તારાઓના !
૧૭. અને રાત્રિના જ્યારે કે તે વિદાય થઈ
૧૮. અને પ્રભાતના જ્યારે તેણે શ્વાસ લીધો,
૧૯. વાસ્તવમાં આ એક પ્રતિષ્ઠિત સંદેશવાહકના બોલ છે
૨૦. જે ખૂબ શક્તિ ધરાવે છે, સિંહાસનના માલિકના ત્યાં ઉચ્ચ દરજ્જાવાળો છે,
૨૧. ત્યાં તેના આદેશનું પાલન થાય છે, તે ભરોસાપાત્ર છે.
૨૨. અને (હે મક્કાવાસીઓ !) તમારો સાથી ઉન્માદી નથી,
૨૩. તેણે તે સંદેશવાહકને સ્પષ્ટ અને સાફ ક્ષિતિજ ઉપર જોયો છે.
૨૪. અને તે પરોક્ષ (ના આ જ્ઞાનને લોકો સુધી પહોંચાડવા)ની બાબતમાં કંજૂસ નથી.
૨૫. અને આ કોઈ હડધૂત શેતાનના બોલ નથી.
૨૬. પછી તમે લોકો કઈ તરફ જઈ રહ્યા છો ?
૨૭ આ તો સમસ્ત જગતવાસીઓ માટે એક ઉપદેશ છે,
૨૮. તમારામાંથી તે દરેક વ્યક્તિ માટે જે સન્માર્ગ ઉપર ચાલવા ઇચ્છતી હોય.
૨૯. અને તમારા ઇચ્છવાથી કંઈ થતું નથી જ્યાં સુધી સમગ્ર સૃષ્ટિનો માલિક અને પાલનહાર અલ્લાહ ન ઇચ્છે. (રુકૂઅ-૧)



# (૮૨) અલ-ઈન્ફિતાર

## પરિચય

**નામ :**

પહેલી જ આયતના શબ્દ 'ઉન્ ફતરત' ઉપરથી લેવામાં આવ્યું છે. 'ઈન્ફિતાર' ક્રિયાપદ છે, જેનો અર્થ ફાટી જવું છે. આ નામનો અર્થ એ છે કે આ તે સૂરઃ છે જેમાં આકાશના ફાટી જવાનું વર્ણન કરવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આનો તથા સૂરઃ તકવીરનો વિષય એક-બીજાને ખૂબ મળતો છે. આ ઉપરથી જણાય છે કે બંને સૂરઃઓ લગભગ એક જ સમયે અવતરિત થઈ છે.

**વિષયવસ્તુ :**

આ સૂરઃનો વિષય આખિરત (પરલોક) છે. મુસ્નદે અહમદ, તિરમિઝી, ઈબ્નલ્ મુન્ઝિર, તબરાની, હાકિમ અને ઈબ્ને મરદૂયાએ એ કથન નોંધ્યું છે કે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)એ અલ્લાહના રસૂલ (સલ્લ.)નો તે આદેશ વર્ણવ્યો કે :

''જે વ્યક્તિ ઇચ્છે કે કયામત (મહાપ્રલય)ના દિવસને એવી રીતે જોઈ લે, જેવી રીતે આંખોથી જોવામાં આવે છે, તો તે સૂરઃ તકવીર, સૂરઃ ઈન્ફિતાર અને સૂરઃ ઈન્શિકાક વાંચી જાય.''

અહીં સૌપ્રથમ કયામતના દિવસનું ચિત્ર રજૂ કરવામાં આવ્યું છે અને એ બતાવવામાં આવ્યું છે કે જ્યારે તે દિવસ આવશે, ત્યારે દરેક વ્યક્તિનું કર્યું-કરાવ્યું બધું તેના સમક્ષ આવી જશે. આ પછી માનવીને ભાન કરાવવામાં આવ્યું છે કે જે પાલનહારે તને જીવન આપ્યું અને જેની મહેરબાની અને કૃપાના કારણે આજે તું બીજા બધા સર્જનો કરતાં સારું શરીર અને અંગો ધરાવે છે, તે પાલનહાર વિષે તને આ ગેરસમજ ક્યાંથી ઊભી થઈ કે તે ફક્ત મહેરબાની કરવાવાળો જ છે અને ન્યાય તોલનાર નથી ? તેની કૃપા અને મહેરબાનીનો અર્થ એ તો નથી કે તું તેના ન્યાયથી નીડર બની જાય ? આ પછી માનવીને ચેતવવામાં આવ્યો છે કે તું કોઈ પણ ગેરસમજમાં ન પડ્યો રહેજે. તારી સંપૂર્ણ કર્મનોંધ તૈયાર કરવામાં આવી રહી છે અને તદ્દન વિશ્વાસપાત્ર લેખકો હંમેશાં તારી પ્રવૃત્તિઓની નોંધ તૈયાર કરી રહ્યાં છે. અંતે ભારપૂર્વક કહેવામાં આવ્યું છે કે ન્યાયનો દિવસ ચોક્કસ આવવાનો છે, જ્યારે સત્કર્મીઓને જન્નત (સ્વર્ગ)ની શાંતિ અને દુષ્કર્મીઓને જહન્નમ (નર્ક)ની સજા મળશે. તે દિવસે કોઈ કોઈના કામમાં નહીં આવી શકે, ફેંસલો કરવાના તમામ અધિકારો સંપૂર્ણપણે અલ્લાહના હશે.

# (૮૨) સૂરઃ અલ-ઈન્ફિતાર

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૧ ● આયતો : ૧૯)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. જ્યારે આકાશ ફાટી જશે,

૨. અને જ્યારે તારા વિખરાઈ જશે,

૩. અને જ્યારે સમુદ્રો ફાડી નાખવામાં આવશે,

૪. અને જ્યારે કબરો ખોલી દેવામાં આવશે,

૫. ત્યારે દરેક વ્યક્તિને તેનું આગળ-પાછળનું બધું કર્યું-કરાવ્યું જણાઈ જશે.

૬. હે મનુષ્ય ! કઈ વસ્તુએ તને પોતાના તે કૃપાળુ રબ (પ્રભુ) વિષે ધોખામાં નાખી દીધો

૭. જેણે તને પેદા કર્યો, તને નખશિખથી દુરસ્ત બનાવ્યો, તને સંતુલિત બનાવ્યો,

૮. અને જે રૂપમાં ઇચ્છ્યો તને જોડીને તૈયાર કર્યો ?

૯. કદાપિ નહીં, પરંતુ (સાચી વાત એ છે કે) તમે લોકો જઝા (ઈનામ) તથા સજાને ખોટા ઠેરવો છો,

૧૦. જો કે તમારા ઉપર નિરીક્ષકો નિયુક્ત કરવામાં આવેલા છે,

૧૧. એવા પ્રતિષ્ઠિત લખનારાઓ

૧૨. જે તમારા પ્રત્યેક કાર્યને જાણે છે.

૧૩. નિશ્ચિતપણે સદાચારી લોકો આનંદમાં હશે

૧૪. અને દુરાચારી લોકો જહન્નમ (નર્ક)માં જશે.

૧૫. બદલાના દિવસે તેઓ તેમાં પ્રવેશ કરશે

૧૬. અને તેનાથી કદાપિ અદૃશ્ય નહીં થઈ શકે.

૧૭. અને તમે શું જાણો કે તે બદલાનો દિવસ શું છે ?

૧૮. હા, તમને શું ખબર કે તે બદલાનો દિવસ શું છે ?

૧૯. આ તે દિવસ છે જ્યારે કોઈ વ્યક્તિ માટે કંઈ કરવું કોઈના અધિકારમાં નહીં હોય, નિર્ણય તે દિવસે સંપૂર્ણપણે અલ્લાહના અધિકારમાં હશે. (રુકૂઅ-૧)



# (૮૩) અલ-મુતફ્ફિફીન

## પરિચય

**નામ :**

પહેલી જ આયત 'વૈલુલ્ લિલ્મુતફ્ફિફીન' ઉપરથી આ સૂરઃનું નામ લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃની વર્ણનશૈલી અને વિષયો ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે આ પવિત્ર મક્કાના આરંભિક કાળમાં ઊતરી છે, જ્યારે મક્કાવાસીઓના માનસમાં આખિરત (પરલોક)ની શ્રદ્ધા બેસાડવા માટે એક પછી એક સૂરઃઓ અવતરિત થઈ રહી હતી અને આનું અવતરણ તે સમયે થયું છે, જ્યારે મક્કાવાસીઓએ રસ્તાઓ, બજારો અને સભાઓમાં મુસલમાનોને મહેણાં મારવાનું અને તેમનું અપમાન કરવાનું શરૂ કરી દીધું હતું, પરંતુ હજુ અત્યાચાર અને યાતનાઓ આપવા સુધી વાત પહોંચી ન હતી.

**વિષયવસ્તુ :**

આ સૂરઃનો વિષય પણ આખિરત છે. પ્રથમ ૬ આયતોમાં તે પ્રચલિત અપ્રમાણિકતા માટે નિંદા કરવામાં આવી છે, જે વેપારી લોકોમાં ખૂબ જ વ્યાપક રીતે ફેલાયેલી હતી. બીજાઓ પાસેથી લેવાનું હોય, ત્યારે પુરેપૂરા તોલ-માપ સાથે લેતા હતા, પરંતુ જ્યારે બીજાઓને આપવાનું હોય ત્યારે તોલ-માપમાં દરેકને કંઈકને કંઈ ઓછું આપતા હતા. સમાજના અનેક દૂષણોમાંથી આ એક દૂષણને (જેના ખરાબ હોવા વિષે કોઈ ના પાડી શકતું ન હતું) ઉદાહરણ તરીકે લઈને એ બતાવવામાં આવ્યું છે કે આખિરતની ઉપેક્ષા કરવાનું આ અનિવાર્ય પરિણામ છે. જ્યાં સુધી લોકોને તે વાતનું ભાન ન થાય કે તેમને એક દિવસ અલ્લાહ સમક્ષ રજૂ થવાનું છે અને પાઈ-પાઈનો હિસાબ આપવાનો છે, ત્યાં સુધી એ અશક્ય છે કે તેઓ તેમના વ્યવહાર-વર્તનમાં સંપૂર્ણ પ્રમાણિકતા અપનાવી શકે. કોઈ વ્યક્તિ પ્રમાણિકતાને 'સારી નીતિ' સમજીને કેટલાક નાના-નાના સોદાઓ અને વ્યવહારોમાં અપનાવી પણ લે તો પણ, તે એવા પ્રસંગોએ કદી પ્રમાણિકપણે વર્તી શકતો નથી, જ્યાં અપ્રમાણિકતા 'લાભપ્રદ નીતિ' પુરવાર થતી હોય. જો માણસમાં સાચી અને સ્થાયી પ્રમાણિકતા પેદા થઈ શકતી હોય, તો તે માત્ર અલ્લાહના ડર અને આખિરત ઉપર વિશ્વાસના કારણે જ થઈ શકે છે, કારણ કે આ સ્વરૂપે પ્રમાણિકતા એ એક નીતિ નહીં, પરંતુ કર્તવ્ય એટલે કે ફરજ ઠેરવવામાં આવે છે અને માણસના તેના ઉપર મક્કમ રહેવા કે ન રેહવાનો આધાર દુનિયામાં તેના લાભદાયક કે હાનિકારક હોવા

ઉપર નથી રહેતો.

આમ, નૈતિકતા સાથે આખિરત (પરલોક) ઉપર શ્રદ્ધાનો સંબંધ અત્યંત અસરકારક અને હૃદયગમ્ય રીતે સ્પષ્ટ કર્યા પછી આયત-૭ થી ૧૭ સુધી બતાવવામાં આવ્યું છે કે દુષ્કર્મીઓની કાર્યનોંધ પહેલાંથી જ કાળી યાદી એટલે ગુનેગાર લોકોની યાદીમાં નોંધવામાં આવી રહી છે અને આખિરતમાં તેમને સખત વિનાશ ભોગવવો પડશે, ત્યારબાદ આયત-૧૮ થી ૨૮ સુધી સત્કર્મીઓના શ્રેષ્ઠ પરિણામોનું વર્ણન કરવામાં આવ્યું છે કે તેમની કાર્યનોંધ ઉચ્ચ સ્થાન ધરાવતા લોકોના નોંધપત્રકમાં નોંધાઈ રહી છે, તેની દેખરેખ માટે નિકટવર્તી ફરિશ્તાઓ નીમવામાં આવ્યા છે.

અંતમાં, ઈમાનવાળાઓને સાંત્વના આપવામાં આવી છે અને તે સાથે જ ઈન્કાર કરનારાઓને સચેત કરવામાં પણ આવ્યા છે કે આજે જે લોકો ઈમાન લાવનારાઓને અપમાનિત કરી રહ્યાં છે, કયામત (પુનર્જીવન)ના દિવસે આ જ અપરાધીઓ પોતાના આચરણના ઘણાં માઠા પરિણામો જોશે અને આ જ ઈમાનવાળાઓ આ અપરાધીઓના બૂરા પરિણામો જોઈને સંતોષ અનુભવશે.



# (૮૩) સૂરઃ અલ-મુતફ્ફિફીન

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૩૬)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. વિનાશ છે તોલ-માપમાં ઓછું આપનારાઓ માટે
૨. જેમની સ્થિતિ એવી છે કે જ્યારે લોકો પાસેથી લે છે, તો પૂરેપૂરું લે છે
૩. અને જ્યારે તેમને માપીને કે તોલીને આપે છે, ત્યારે તેમને ઓછું આપે છે.
૪-૫. શું આ લોકો નથી સમજતા કે એક મોટા દિવસે એમને ઉઠાવીને લાવવામાં આવવાના છે?
૬. તે દિવસે જ્યારે સૌ લોકો સમગ્ર સૃષ્ટિના માલિક સમક્ષ ઊભા હશે.
૭. કદાપિ નહીં, ચોક્કસપણે દુરાચારીઓની કર્મનોંધ કારાવાસના દફતરમાં છે.
૮. અને તમે શું જાણો કે શું છે તે કારાવાસનું દફતર ?
૯. તે એક લેખિત ગ્રંથ છે.
૧૦. વિનાશ છે તે દિવસે ખોટું ઠેરવનારાઓ માટે !
૧૧. જેઓ બદલાના દિવસને ખોટું ઠેરવે છે.
૧૨. અને તેને ખોટું ઠેરવતી નથી પણ દરેક તે વ્યક્તિ જે હદથી વધી જનાર દુષ્કર્મી છે.
૧૩. તેને જ્યારે અમારી આયતો સંભળાવવામાં આવે છે તો કહે છે, ''આ તો પ્રાચીન યુગની વાર્તાઓ છે.''
૧૪. કદાપિ નહીં, બલ્કે વાસ્તવમાં તેમના હૃદયો ઉપર તેમના દુષ્કર્મોનો કાટ ચઢી ગયો છે.
૧૫-૧૬. કદાપિ નહીં, નિશ્ચિતપણે તે દિવસે આ લોકો પોતાના રબના દર્શનથી વંચિત રાખવામાં આવશે, પછી આ લોકો જહન્નમમાં જઈ પડશે,
૧૭. પછી તેમને કહેવામાં આવશે કે આ તે જ વસ્તુ છે જેને તમે ખોટી ઠેરવતા હતા.
૧૮. કદાપિ નહીં, નિઃશંક સદાચારીઓની કર્મનોંધ ઉચ્ચ શ્રેણીના લોકોના દફતરમાં છે.
૧૯. અને તમને શું ખબર કે શું છે તે ઉચ્ચ શ્રેણીના લોકોનું દફતર ?
૨૦-૨૧. એક લેખિત ગ્રંથ, જેની દેખરેખ નિકટવર્તી ફરિશ્તાઓ કરે છે.
૨૨. નિઃશંક સદાચારી લોકો ખૂબ આનંદમાં હશે,
૨૩. ઊંચી બેઠકો ઉપર બિરાજીને નિહાળી રહ્યા હશે,
૨૪. તેમના મુખ ઉપર તમને સુખ-સમૃદ્ધિની તેજસ્વિતા જણાશે.
૨૫. તેમને ઉત્તમ અને વિશુદ્ધ સીલબંધ શરાબ પીવડાવવામાં આવશે
૨૬. જેના ઉપર કસ્તુરીની મહોર લાગેલી હશે. જેઓ બીજા લોકોથી આગળ વધી જવા માગતા હોય તેઓ આ વસ્તુ પ્રાપ્ત કરવામાં આગળ વધવાનો પ્રયત્ન કરે.
૨૭. તે શરાબમાં તસ્નીમ (બુલંદીથી વહેતા ઝરણા)નું મિશ્રણ હશે,

૨૮. આ એક ઝરણું છે જેના જળના સાથે નિકટવર્તી લોકો મદિરાપાન કરશે.

૨૯. અપરાધી લોકો દુનિયામાં ઈમાન લાવનારાઓની હાંસી ઉડાવતા હતા,

૩૦. જ્યારે તેમના પાસેથી પસાર થતા તો આંખો મિચકારીને તેમના તરફ ઈશારા કરતા હતા,

૩૧. પોતાના કુટુંબીજનો તરફ પાછા ફરતા ત્યારે ખૂબ મજા લેતા પાછા ફરતા હતા,

૩૨. અને જ્યારે તેમને જોતા તો કહેતા હતા કે આ બહેકી ગયેલા લોકો છે,

૩૩. જો કે તેઓ તેમના ઉપર દેખરેખ રાખનાર બનાવીને મોકલવામાં આવ્યા ન હતા.

૩૪. આજે ઈમાન લાવનારાઓ કાફિરો (ઇન્કાર કરનારાઓ) ઉપર હસી રહ્યા છે,

૩૫ આસનો ઉપર બિરાજીને તેમની દશા જોઈ રહ્યા છે,

૩૬. મળી ગયું ને કાફિરોને તેમના તે કૃત્યોનું પુણ્ય જે તેઓ કર્યા કરતા હતા ! (રુકૂઅ-૧)



# (૮૪) અલ-ઇન્શિકાક

## પરિચય

**નામ :**

પહેલી જ આયતના શબ્દ 'ઉન્‌શક્કત' ઉપરથી સૂરઃનું નામ લેવામાં આવ્યું છે. 'ઇન્શિકાક' મૂળરૂપ છે, જેનો અર્થ ફાટી જવું થાય છે અને આ નામનો અર્થ એ છે કે આ તે સૂરઃ છે, જેમાં આકાશના ફાટવાનું વર્ણન છે.

**ઉતરાણકાળ :**

આ પણ મક્કાના આરંભિક કાળમાં ઊતરેલી સૂરઃઓમાંથી છે. તેના વિષયનો આંતરિક પુરાવો એ બતાવી રહ્યો છે કે હજુ અત્યાચાર અને દમનનો તબક્કો શરૂ થયો ન હતો. અલબત્ત કુર્આનના આહવાનને મક્કામાં ખુલ્લેઆમ ખોટું ઠેરવવામાં આવી રહ્યું હતું અને લોકો તે માનવાનો ઇન્કાર કરી રહ્યા હતા કે કયારેક કયામત આવશે અને તેમને પોતાના અલ્લાહ સમક્ષ જવાબ આપવા માટે હાજર થવું પડશે.

**વિષયવસ્તુ :**

આનો વિષય કયામત અને આખિરત છે. પ્રથમ પાંચ આયતોમાં ફક્ત કયામતના સ્વરૂપનું વર્ણન જ નહીં, પરંતુ તેના સત્ય હોવાની દલીલ પણ આપી દેવામાં આવી છે. તેનું સ્વરૂપ એવું વર્ણવવામાં આવ્યું છે કે તે દિવસે આકાશ ફાટી જશે, ધરતીને પાથરીને સમતળ મેદાન બનાવી દેવામાં આવશે, જે કંઈ ધરતીના પેટાળમાં છે (એટલે કે મૃત્યુ પામેલા માણસોના શરીરના અંગો અને તેમના કર્મોના પુરાવાઓ) તે બધું ધરતી બહાર કાઢીને ફેંકી દેશે, ત્યાં સુધી કે તેમાં કંઈ પણ બાકી રહેશે નહીં અને એ માટે દલીલ એ આપવામાં આવી છે કે આકાશ અને ધરતી માટે તેમના પાલનહાર તરફથી આ જ આદેશ હશે, કારણ કે બંને તેના જ સર્જન છે, એટલે તેઓ તેનો આદેશ-ભંગ કરી શકતા નથી. તેમના માટે યોગ્ય એ જ છે કે તેઓ પોતાના રબ (માલિક)ના આદેશનું પાલન કરે.

આ પછી આયત-૬ થી ૧૯માં બતાવવામાં આવ્યું છે કે માણસને ભલે એ વાતનું ભાન હોય કે ન હોય, તે એ મંજિલ તરફ ઇચ્છા-અનિચ્છાએ જઈ રહ્યો છે, જ્યાં તેને પોતાના રબ સમક્ષ રજૂ થવાનું છે. પછી સૌ મનુષ્યો બે વર્ગોમાં વહેંચાઈ જશે : (૧) તેઓ જેમની કાર્મનોંધ તેમના જમણા હાથમાં આપવામાં આવશે, તેમને વધુ હિસાબ-કિતાબ વગર ક્ષમા કરી દેવામાં આવશે, અને (૨) તેઓ જેમની કાર્મનોંધ તેમની પીઠ પાછળથી આપવામાં આવશે. તેઓ ઇચ્છશે કે કોઈ રીતે તેમને મૃત્યુ આવી જાય, પરંતુ મરવાને બદલે તેમને

જહન્નમ (નર્ક)માં ફેંકી દેવામાં આવશે. તેમનો આ અંત એટલા માટે હશે કે તેઓ દુનિયામાં એ ભ્રમમાં રાચતા રહ્યા કે કદી અલ્લાહ સમક્ષ જવાબ આપવા માટે હાજર થવાનું નથી. જ્યારે વાસ્તવિકતા એ છે કે તેમનો પાલનહાર તેમની તમામ પ્રવૃત્તિઓ નિહાળી રહ્યો છે અને કોઈ કારણ નથી કે તેમને આ કર્મોની પૂછપરછ વગર છોડી દેવામાં આવે. તેમનું દુનિયા (આલોક)ના જીવનથી આખિરત (પરલોક)ના ઈનામ અને સજાના દિવસ સુધી તબક્કાવાર પહોંચવું એટલું જ નિશ્ચિત છે, જેટલું સૂર્યના આથમ્યા પછી સંધ્યાની લાલિમાનું દેખા દેવું અને દિવસ પછી રાતનું આગમન અને ત્યારે મનુષ્યો અને પશુઓનું પોતપોતાના રહેઠાણો તરફ પાછા ફરવું અને ચંદ્રનું બીજના ચંદ્રથી પૂર્ણિમા સુધી પહોંચવું નિશ્ચિત છે.

અંતમાં તે સત્યનો ઈન્કાર કરનારાઓને પીડાકારક સજાના સમાચાર આપી દેવામાં આવ્યા છે, જેઓ કુર્આનને સાંભળ્યા પછી અલ્લાહ સામે ઝૂકી જવાને બદલે, ઊલટાનું તેને ખોટું ઠેરવે છે અને તે લોકોને અસીમ વળતરની ખુશખબર આપવામાં આવી છે, જેઓ ઈમાન લાવીને સદ્કાર્યો કરે છે.



# (૮૪) સૂરઃ અલ-ઈન્શિકાક

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૨૫)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. જ્યારે આકાશ ફાટી જશે,

૨. અને પોતાના રબ (માલિક)ના આદેશનું પાલન કરશે અને તેનું કર્તવ્ય આ જ છે (કે પોતાના રબના આદેશને માને).

૩. અને જ્યારે ધરતી ફેલાવી દેવામાં આવશે, અને જે કંઈ તેના અંદર છે તેને બહાર ફેંકીને ખાલી થઈ જશે

૪. અને પોતાના રબના આદેશનું પાલન કરશે

૫. અને તેનું કર્તવ્ય આ જ છે (કે તેના આદેશનું પાલન કરે).

૬. હે મનુષ્ય ! તું પરિશ્રમપૂર્વક (ખેંચાતો-ખેંચાતો) પોતાના રબના તરફ જઈ રહ્યો છે, અને તેને મળવાનો છે.

૭. પછી જેની કર્મનોંધ તેના જમણા હાથમાં આપવામાં આવી

૮. તેના પાસેથી હળવો હિસાબ લેવાશે

૯. અને તે સ્વજનો તરફ ખુશી-ખુશી પાછો ફરશે.

૧૦. રહી તે વ્યક્તિ જેની કર્મનોંધ તેની પીઠ પાછળ આપવામાં આવશે

૧૧-૧૨. તો તે મૃત્યુને પોકારશે અને ભડકે બળતી આગમાં જઈ પડશે.

૧૩. તે પોતાના કુટુંબીઓમાં મગ્ન હતો.

૧૪. તેણે સમજ્યું હતું કે તેને ક્યારેય પાછા ફરવાનું નથી.

૧૫. પાછા ફરવાનું કેવી રીતે ન હતું, તેનો રબ તેના કરતૂક જોઈ રહ્યો હતો.

૧૬. તો નહીં, હું સોગંદ ખાઉં છું સંધ્યાની લાલિમાના,

૧૭. અને રાત્રિના અને જે કંઈ તે સંકેલી લે છે,

૧૮. અને ચંદ્રના જ્યારે તે પૂર્ણિમાનો ચંદ્ર થઈ જાય છે,

૧૯. તમને ચોક્કસપણે તબક્કાવાર અને એક સ્થિતિથી બીજી સ્થિતિ તરફ પસાર થતા જવાનું છે.

૨૦. પછી આ લોકોને શું થઈ ગયું છે કે આ ઈમાન નથી લાવતા

૨૧. અને જ્યારે કુર્આન એમની સમક્ષ પઢવામાં આવે છે ત્યારે સિજદો નથી કરતા ?

૨૨. બલ્કે આ ઈન્કાર કરનારાઓ તો ઊલ્ટાનું ખોટું ઠેરવે છે,

૨૩. જો કે જે કંઈ આ લોકો (પોતાની કર્મનોંધમાં) એકત્રિત કરી રહ્યા છે અલ્લાહ તેને ખૂબ સારી રીતે જાણે છે.

૨૪. તેથી આમને દુઃખદાયક યાતનાની શુભસૂચના આપી દો.

૨૫. અલબત્ત જે લોકો ઈમાન લઈ આવ્યા છે અને જેમણે સત્કાર્યો કર્યા છે તેમના માટે કદી સમાપ્ત ન થનાર બદલો છે. (રુકૂઅ-૧)

# (૮૫) અલ-બુરૂજ

## પરિચય

**નામ :**

પહેલી આયતના શબ્દ 'અલ-બુરૂજ' પરથી આ સૂરઃનું નામ નક્કી કરવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આનો વિષય સ્વયં બતાવી રહ્યો છે કે આ સૂરઃ મહાન મક્કાના તે કાળમાં ઊતરી હતી, જ્યાં જુલ્મ અને અત્યાચાર ખૂબ જ વધી ગયા હતા અને મક્કાના કાફિરો (વિરોધીઓ) મુસલમાનોને ભારે તકલીફો પહોંચાડીને ઈમાનથી ફેરવી દેવા માટે પ્રયત્નો કરી રહ્યા હતા.

**વિષયવસ્તુ :**

આ સૂરઃનો વિષય કાફિરોને તે અત્યાચાર અને જુલ્મના માઠા પરિણામોથી ચેતવવાનો છે, જે તેઓ ઈમાન લાવનારાઓ ઉપર ગુજારી રહ્યા હતા અને ઈમાનવાળાઓને સાંત્વના આપવાનો છે કે જો તેઓ અત્યાચારો સામે દૃઢતાપૂર્વક મક્કમ રહેશે તો તેમને તે બદલ શ્રેષ્ઠ વળતર મળશે અને અલ્લાહ અત્યાચારીઓ સામે બદલો લેશે.

આ સંદર્ભમાં સૌપ્રથમ 'અસ્હાબુલ્ ઉખ્દૂદ' (ખાડાવાળાઓ)ની વાત કહેવામાં આવી છે, જેમણે ઈમાન લાવનારાઓને આગથી ભરેલા ખાડાઓમાં ફેંકીને બાળી મૂક્યા હતા અને આ પ્રસંગ દ્વારા કેટલીક વાતો મુસલમાનો અને કાફિરોના મગજમાં ઉતારવામાં આવી છે. એક એ કે જેવી રીતે 'અસ્હાબુલ્ ઉખ્દૂદ' (ખાડાવાળાઓ) અલ્લાહના ધિક્કાર અને ફિટકારને લાયક ઠર્યા, એવી જ રીતે મક્કાના સરદારો પણ તે માટે લાયક બની રહ્યાં છે. બીજી એ કે જેવી રીતે ઈમાનવાળાઓએ તે વખતે આગના ખાડાઓમાં પડીને પ્રાણ આપી દેવાનું સ્વીકાર્યું હતું, પરંતુ ઈમાન ત્યજી દેવાનો ઇન્કાર કર્યો હતો, તેવી જ રીતે અત્યારે પણ જરૂર છે કે ઈમાનવાળા લોકો, દરેક કઠોરથી અતિકઠોર યાતનાઓ સહન કરી લે, પરંતુ ઈમાનનો માર્ગ ન છોડે. ત્રીજી એ કે જે અલ્લાહને માનવા બદલ કાફિરો ગુસ્સે થાય છે અને ઈમાનવાળા આગ્રહ રાખે છે, તે અલ્લાહ સૌ ઉપર પ્રભુત્વ ધરાવે છે. ધરતી અને આકાશના સામ્રાજ્યનો માલિક છે, તે સ્વયં પ્રશંસાપાત્ર છે અને તે બંને જૂથોની સ્થિતિ ઉપર નજર રાખી રહ્યો છે. એટલા માટે એ નિશ્ચિત છે કે કાફિરો (અધર્મીઓ)ને તેમના કુફ્ર (અધર્મ)ની સજા નર્કરૂપે મળશે, એટલું જ નહીં બલ્કે વધુમાં તેમના અત્યાચારોની સજા પણ તેમને આગથી ડામવાના રૂપમાં ભોગવવી પડશે. આવી જ રીતે એ વાત પણ નક્કી છે કે



ઈમાન લાવીને સત્કર્મો કરનાર જન્નત (સ્વર્ગ)માં જાય અને આ જ મહાન સફળતા છે. એ પછી કાફિરો (ઇન્કાર કરનારાઓ)ને ચેતવવામાં આવ્યા છે કે અલ્લાહની પકડ ઘણી સખત છે. જો તમે તમારા જૂથની શક્તિના ભ્રમમાં રાચતા હોવ, તો એ જાણી લો કે તમારા કરતાં પણ મોટાં જૂથો ફિરઔન અને સમૂદ ધરાવતા હતા. તેમના લશ્કરોના જે અંજામ થયા, તેના ઉપરથી શિક્ષા ગ્રહણ કરો. અલ્લાહની શક્તિ તમારા ઉપર એવી રીતે છવાયેલી છે કે તેના ઘેરાવામાંથી બહાર નીકળવું તમારા માટે અશક્ય છે અને આ કુર્આન જેને ખોટું સાબિત કરવા માટે તમે પ્રવૃત્ત છો, તેની એકે-એક વાત અટલ છે. તે એ 'લૌહે મહ્ફૂઝ' (સુરક્ષિત પાટી)માં અંકિત છે, જેનું લખાણ કોઈના બદલવાથી બદલી શકાતું નથી.

# (૮૫) સૂરઃ અલ-બુરૂજ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૨૨)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. સોગંદ છે મજબૂત કિલ્લાવાળા આકાશના,
૨. અને તે દિવસના જેનો વાયદો કરવામાં આવ્યો છે (અર્થાત્ કયામત),
૩. અને જોવાવાળાના અને જોવામાં આવનારી વસ્તુના
૪. કે માર્યા ગયા ખાડાવાળા.
૫. (તે ખાડાવાળા) જેમાં ખૂબ તેજ સળગતા ઇંધણની આગ હતી.
૬. જયારે કે તેઓ તે ખાડાના કિનારે બેસેલા હતા
૭. અને જે કંઈ તેઓ ઈમાન લાવનારાઓ સાથે કરી રહ્યા હતા તેને જોઈ રહ્યા હતા.
૮. અને તે ઈમાનવાળાઓથી તેમની દુશ્મનાવટ તે સિવાય કોઈ કારણે ન હતી કે તેઓ તે અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા હતા જે પ્રભુત્વશાળી અને પોતાનામાં સ્વયં પ્રશંસિત છે,
૯. જે આકાશો અને ધરતીના રાજયનો માલિક છે, અને તે અલ્લાહ બધું જ જોઈ રહ્યો છે.
૧૦. જે લોકોએ ઈમાનવાળા પુરુષો અને સ્ત્રીઓ ઉપર અત્યાચાર કર્યો અને પછી તેનાથી તૌબા (ક્ષમા અને પશ્ચાતાપ) ન કરી નિશ્ચિતપણે તેમના માટે જહન્નમ (નર્ક)ની યાતના છે અને તેમના માટે બળવાની સજા છે.
૧૧. જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે સત્કર્મો કર્યા, નિશ્ચિતપણે તેમના માટે જન્નત (સ્વર્ગ)ના બાગ છે જેના નીચે નહેરો વહેતી હશે, આ છે ભવ્ય સફળતા !
૧૨. હકીકતમાં તમારા રબ (પ્રભુ)ની પકડ ખૂબ જ સખત છે.
૧૩. તે જ પહેલી વાર પેદા કરે છે અને તે જ ફરી વાર પેદા કરશે.
૧૪. તે ક્ષમા આપનાર છે, પ્રેમ કરનાર છે,
૧૫. સિંહાસનનો માલિક છે, પ્રતિષ્ઠિત અને ઉચ્ચ છે.
૧૬. અને જે કંઈ ઇચ્છે કરી નાખનાર છે.
૧૭. શું તમને લશ્કરોના સમાચાર પહોંચ્યા છે ?
૧૮. ફિરઔન અને સમૂદ (ના લશ્કરો)ના ?
૧૯. પરંતુ જેમણે ઇન્કાર કર્યો છે તેઓ ખોટું ઠેરવવામાં લાગેલા છે,
૨૦. જો કે અલ્લાહે તેમને ઘેરામાં લઈ રાખ્યા છે
૨૧. (તેમના ખોટા ઠેરવવાથી આ કુર્આનનું કાંઈ નથી બગડતું) બલ્કે આ કુર્આન ઉચ્ચ દરજ્જાવાળું છે,
૨૨. તે લોહ (પાટી)માં (અંકિત છે) જે સુરક્ષિત છે. (રુકૂઅ-૧)



# (૮૬) અત્-તારિક

## પરિચય

**નામ :**

પહેલી જ આયતના શબ્દ 'અત્-તારિક'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આના વિષયની વર્ણન-શૈલી મહાન મક્કાની આરંભિક સૂરઃઓને મળતી આવે છે. પરંતુ આ તે સમયે ઉતરેલી છે, જયારે મક્કાના કાફિરો કુર્આન અને હઝરત મુહમ્મદ (સલ્લ.)ના આહવાન્ને નિર્બળ બનાવવા માટે દરેક પ્રકારની યુક્તિ-પ્રયુક્તિઓ અજમાવી રહ્યા હતા.

**વિષયવસ્તુ :**

આમાં બે વિષયો વર્ણવવામાં આવ્યા છે :

એક એ કે માણસે મૃત્યુ પછી અલ્લાહના સામે હાજર થવાનું છે. બીજું એ કે કુર્આન એક નિર્ણીત વાણી છે, જેને કાફિરોની કોઈ ચાલ કે યુક્તિ હાનિ પહોંચાડી શકતી નથી.

સૌ પ્રથમ આકાશના તારાઓને તે વાતની સાક્ષીમાં રજૂ કરવામાં આવ્યા છે કે સૃષ્ટિમાં એવી કોઈ વસ્તુ નથી, જે એક હસ્તીની દેખભાળ વિના પોતાના સ્થાને સ્થિર અને બાકી રહી શકતી હોય. પછી માણસનું ધ્યાન સ્વયં પોતાની હસ્તી તરફ દોરવામાં આવ્યું છે કે કેવી રીતે વીર્યના એક ટીપામાંથી તેને અસ્તિત્વમાં લાવવામાં આવ્યો અને જીવંત મનુષ્ય બનાવી દીધો. તે પછી કહેવામાં આવ્યું છે કે જે અલ્લાહ તેને આવી રીતે અસ્તિત્વમાં લાવ્યો છે, તે નિશ્ચિતપણે તેને ફરીથી પેદા કરવાનું સામર્થ્ય ધરાવે છે અને બીજી વારનો જન્મ તે હેતુ માટે હશે કે માનવીના તે તમામ રહસ્યોની તપાસ કરવામાં આવે, જેના ઉપર દુનિયામાં પરદો નંખાયેલો રહ્યો હતો. તે વખતે પોતાના કર્મોના પરિણામો ભોગવવાથી માનવી ન પોતાની શક્તિના આધારે બચી શકશે અને ન કોઈ તેની મદદે આવી શકશે.

વાતનું સમાપન કરતાં કહેવામાં આવ્યું છે કે જેવી રીતે આકાશમાંથી વરસાદનું વરસવું અને ધરતીમાંથી વૃક્ષો અને પાકનું ઊગવું કોઈ રમત નથી, પરંતુ એક ગંભીર કાર્ય છે, તે જ રીતે કુર્આનમાં જે હકીકતોનું વર્ણન થયું છે તે પણ કંઈ હસવાની વાતો નથી, પરંતુ પાકી અને અટળ વાતો છે. કાફિરો એ ગેરસમજમાં છે કે તેમની યુક્તિઓ આ કુર્આનના આહવાન્ને હાનિ પહોંચાડી શકશે. પરંતુ તેમને ખબર નથી કે અલ્લાહ પણ એક યુક્તિ અજમાવી રહ્યો છે

અને તેની યુક્તિ સામે કાફિરોની બધી યુક્તિઓ જેમની તેમ રહી જશે. પછી એક વાક્યમાં અલ્લાહના રસૂલ (સલ્લ.)ને સાંત્વના અને પરોક્ષ રીતે કાફિરોને એ ધમકી આપીને વાતનું સમાપન કરવામાં આવ્યું છે કે આપ (સલ્લ.) થોડી ધીરજ રાખે અને થોડા સમય સુધી કાફિરોને મન-માન્યું કરી લેવા દે, પછી વધુ વાર નહીં લાગે અને તેમને પોતાને જણાઈ જશે કે તેમની યુક્તિઓ કુર્આનને હાનિ પહોંચાડે છે કે કુર્આન તે જગ્યાએ વર્ચસ્વ મેળવે છે, જ્યાં તેઓ તેને હાનિ પહોંચાડવાના પ્રયત્નો કરી રહ્યાં છે.



# (૮૬) સૂરઃ અત્-તારિક

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૧ ● આયતો : ૧૭)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. સોગંદ છે આકાશના અને રાત્રે પ્રગટ થનારના !
૨. અને તમે શું જાણો કે તે રાત્રે પ્રગટ થનાર શું છે ?
૩. ચમકતો તારો !
૪. કોઈ પણ જીવ એવો નથી જેના ઉપર કોઈ દેખરેખ રાખનાર ન હોય.
૫. પછી જરા માનવી એ જ જોઈ લે કે તે કઈ વસ્તુમાંથી પેદા કરવામાં આવ્યો છે.
૬. એક ઊછળનારા પાણીમાંથી પેદા કરવામાં આવ્યો છે
૭. જે પીઠ અને છાતીના હાડકાઓના વચ્ચેથી નીકળે છે.
૮. ચોક્કસપણે તે (સૃષ્ટા) તેને ફરી વાર પેદા કરવા સમર્થ છે.
૯. જે દિવસે ગુપ્ત રહસ્યોની તપાસ થશે
૧૦. તે વખતે મનુષ્ય પાસે ન પોતાની કોઈ શક્તિ હશે અને ન કોઈ મદદ કરનાર હશે.
૧૧. સોગંદ છે વરસાદ વરસાવનાર આકાશના
૧૨. અને (વનસ્પતિ ઊગતી વખતે) ફાટી જનાર જમીનના,
૧૩. આ એક સટીક અને ખરી વાત છે,
૧૪. ઠઠ્ઠા-મજાક નથી.
૧૫. આ લોકો (અર્થાત્ મક્કાના કાફિરો) કેટલીક ચાલો ચાલી રહ્યા છે
૧૬. અને હું પણ એક ચાલ ચાલી રહ્યો છું.
૧૭. તો છોડી દો, હે પયગંબર ! આ ઈન્કાર કરનારાઓને થોડા સમય માટે, એમના હાલ ઉપર છોડી દો. (રુકૂઅ-૧)

# (૮૭) અલ-આ'લા

## પરિચય

**નામ :**

પ્રથમ આયત 'સબ્બિહિસ્મ રબ્બિકલ્ આ'લા'ના શબ્દ 'અલ-આ'લા'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃના વિષય ઉપરથી પણ એમ જણાય છે કે આ તદ્દન આરંભિક કાળમાં ઊતરેલી સૂરઃઓ પૈકી છે અને આયત-૬ના એ શબ્દો : 'અમે તમને વંચાવી દઈશું અને ત્યારપછી તમે ભૂલશો નહીં' બતાવે છે કે આ તે વખતે ઊતરી હતી, જ્યારે અલ્લાહના રસૂલ—ઈશદૂત (સલ્લ.)ને હજુ વહ્ય ગ્રહણ કરવાનો મહાવરો પડ્યો ન હતો અને વહ્યના અવતરણ સમયે આપ (સલ્લ.)ને એવો ભય રહેતો હતો કે ક્યાંક તેઓ એના શબ્દો ભૂલી ન જાય. આ આયતને જો સૂરઃ તાહાની આયત-૧૧૪ અને સૂરઃ કિયામહની આયત-૧૬ થી ૧૯ સાથે રાખીને વાંચવામાં આવે અને ત્રણે આયતોની વર્ણન-શૈલી અને સંજોગોને પણ જોવામાં આવે તો પ્રસંગોનો ક્રમ એ લાગે છે કે સૌપ્રથમ પયગંબર (સલ્લ.)ને એ વાત માટે સાંત્વન આપવામાં આવ્યું કે આપ (સલ્લ.) ચિંતા ન કરો, અમે આ વાણી તમને વંચાવીશું અને આપ (સલ્લ.) તેને ભૂલશો નહીં.

**વિષયવસ્તુ :**

આ નાનકડી સૂરઃના ત્રણ વિષયો છે : (૧) તૌહીદ—એકેશ્વરવાદ (૨) નબી (સલ્લ.)ને આદેશો અને (૩) આખિરત (પરલોક).

પ્રથમ આયતમાં તૌહીદનું શિક્ષણ એક જ વાક્યમાં સમેટી લેવામાં આવ્યું છે કે અલ્લાહના નામની 'તસ્બીહ' (રટણ, જાપ) કરવામાં આવે, અર્થાત્ તેને કોઈ એવા નામથી યાદ કરવામાં ન આવે જે ખામી, ખરાબી, નિર્બળતા અથવા સૃષ્ટિની વસ્તુઓ સાથે સરખામણીનું કોઈ પાસુ ધરાવતા હોય, કારણ કે દુનિયામાં જેટલી પણ બગાડ ફેલાવતી માન્યતાઓ–ધારણાઓ ઊભી થઈ છે, તે સૌનું મૂળ કારણ અલ્લાહ વિષેનો કોઈ ખોટો ખ્યાલ જ છે, જેણે તે પવિત્ર હસ્તી માટે કોઈ ખોટા નામનું રૂપ ધારણ કર્યું છે. તેથી માન્યતાની શુદ્ધિ માટે સૌપ્રથમ એ જરૂરી છે કે મહાન અલ્લાહને ફક્ત તે 'અસ્મા-એ-હુસ્ના' અર્થાત્ સુંદર નામોથી જ યાદ કરવામાં આવે, જે તેના માટે યોગ્ય હોય.

આ પછી ત્રણ આયતોમાં બતાવવામાં આવ્યું છે કે તમારો પાલનહાર જેના નામની 'તસ્બીહ' માટે આદેશ આપવામાં આવી રહ્યો છે, એ છે જેણે સૃષ્ટિની સમગ્ર વસ્તુઓનું સર્જન કરીને પ્રમાણ ગોઠવ્યું, તેનું ભાગ્ય બનાવ્યું,



તેને તે કાર્ય પુરું કરવાનો માર્ગ બતાવ્યો, જેના માટે તે સર્જવામાં આવી છે અને તમે તમારી નજરે તેની શક્તિના આ ચમત્કારો જોઈ રહ્યા છો કે તે ધરતી ઉપર વનસ્પતિ પણ ઉગાડે છે અને પછી તેને સૂકવી પણ દે છે. કોઈ હસ્તી ન વસંત લાવવાનું સામર્થ્ય ધરાવે છે, ન પાનખરને રોકવાની શક્તિ ધરાવે છે.

ત્યારપછી બે આયતોમાં આપ (સલ્લ.)ને ઉપદેશ આપવામાં આવ્યો છે કે આપ (સલ્લ.) તે ચિંતા ન કરો કે આ કુર્આન જે આપના ઉપર અવતરિત કરવામાં આવી રહ્યું છે, તે શબ્દશઃ આપ (સલ્લ.)ને કેવી રીતે યાદ રહેશે. તેને આપની સ્મૃતિમાં સુરક્ષિત કરી દેવાનું કામ અમારું છે અને તેનું સુરક્ષિત રહેવું એ આપની કોઈ વ્યક્તિગત કુશળતાનું પરિણામ નથી, પરંતુ અમારી કૃપા અને મહેરબાનીનું પરિણામ છે, નહીં તો અમે ઇચ્છીએ તો તેને ભુલાવી દઈએ.

તેપછી અલ્લાહના રસૂલ (સલ્લ.)ને કહેવામાં આવ્યું છે કે પ્રત્યેક વ્યક્તિને સન્માર્ગે લાવવાનું કામ આપને સોંપવામાં આવ્યું નથી, પરંતુ આપ નું કર્તવ્ય માત્ર સત્ય પહોંચાડી દેવાનું છે અને પહોંચાડવાની સરળ પદ્ધતિ એ છે કે જે શિખામણ સાંભળવા અને સ્વીકારવા માટે તત્પર હોય, તેને શિખામણ આપવામાં આવે અને જે તેના માટે તૈયાર ન હોય, તેના પાછળ પડવામાં ન આવે. જેના હૃદયમાં ગુમરાહી (પથભ્રષ્ટતા)ના દુષ્પરિણામોનો ભય હશે, તે સાચી વાત સાંભળીને તેનો સ્વીકાર કરશે અને જે દુર્ભાગી માણસ તેને સાંભળવા અને સ્વીકારવાથી દૂર ભાગશે, તે પોતાનો કરૂણ અંજામ સ્વયં જોઈ લેશે.

અંતે વાત અહીં પૂરી કરવામાં આવી છે કે સફળતા તેમના માટે છે જેઓ આસ્થાઓ, નીતિમત્તા અને આચરણમાં પવિત્રતા અપનાવે અને પોતાના રબનું નામ લઈને નમાઝ પઢે. પરંતુ લોકોની હાલત એ છે કે તેમને બધી ચિંતા આ જ દુનિયા (આલોક)ના એશઆરામ અને સુખસાહ્યબી, લાભો અને લિજ્જતોની છે. હકીકતમાં ખરી ચિંતા તો આખિરત (પરલોક)ની હોવી જોઈએ, કારણ કે દુનિયા નાશવંત છે અને આખિરત (પરલોક) સ્થાયી અને કાયમી છે.

# (૮૭) સૂરઃ અલ-આ'લા

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૧૯)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. (હે પયગંબર !) પોતાના સર્વોચ્ચ રબ (માલિક અને પાલનહાર)ના નામની તસ્બીહ (ગુણગાન) કરો

૨. જેણે પેદા કર્યા અને પ્રમાણ સ્થાપ્યું,

૩. જેણે ભાગ્ય (તકદીર) બનાવ્યું, પછી માર્ગ દેખાડ્યો,

૪. જેણે વનસ્પતિઓ ઉગાડી

૫. પછી તેને કાળો કચરો બનાવી દીધી.

૬. અમે તમને પઢાવી દઈશું, ત્યાર પછી તમે નહીં ભૂલો

૭. સિવાય તેના જે અલ્લાહ ઇચ્છે, તે જાહેરને પણ જાણે છે અને જે કંઈ છૂપાયેલું છે તેને પણ.

૮. અને અમે તમને સરળ પદ્ધતિની સુવિધા આપીએ છીએ,

૯. તેથી તમે ઉપદેશ આપો જો ઉપદેશ લાભદાયક હોય.

૧૦. જે વ્યક્તિ ડરે છે તે ઉપદેશ સ્વીકારી લેશે,

૧૧. અને તેનાથી ભાગશે તે અત્યંત દુર્ભાગી

૧૨. જે મોટા અગ્નિમાં જશે,

૧૩. ત્યાર પછી ન તેમાં મરશે ન જીવશે.

૧૪. સફળતા પામ્યો તે જેણે પવિત્રતા અપનાવી

૧૫. અને પોતાના રબ (પ્રભુ)નું નામ યાદ કર્યું અને નમાઝ પઢી.

૧૬. પરંતુ તમે લોકો દુનિયા (આલોક)ના જીવનને પ્રાથમિકતા આપો છો,

૧૭. જો કે આખિરત (પરલોક) વધુ સારી છે અને બાકી રહેનારી છે.

૧૮. આ જ વાત અગાઉ આવેલ પુસ્તિકાઓમાં પણ કહેવામાં આવી હતી,

૧૯. ઇબ્રાહીમ અને મૂસાની પુસ્તિકાઓમાં. (રુકૂઅ-૧)



# (૮૮) અલ-ગાશિયહ

## પરિચય

**નામ :**

પહેલી જ આયતના શબ્દ 'અલ ગાશિયહ'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

સૂરઃનો સમગ્ર વિષય એ વાત દર્શાવે છે કે આ પણ આરંભિક કાળમાં ઊતરેલી સૂરઃઓમાંથી જ છે. પરંતુ આ તે સમયગાળો હતો, જ્યારે હઝરત મુહમ્મદ (સલ્લ.) જાહેર પ્રચાર-પ્રસાર આરંભી ચૂક્યા હતા અને મક્કાના નિવાસીઓ મોટા ભાગે તેને સાંભળીને તેની અવગણના કરી રહ્યા હતા.

આના વિષયને સમજવા માટે તે વાત નજર સમક્ષ રહેવી જોઈએ કે આરંભિક કાળમાં અલ્લાહના રસૂલ (સલ્લ.)નું પ્રચાર કાર્ય મોટા ભાગે બે જ વસ્તુઓ લોકોના મગજમાં ઉતારવા ઉપર કેન્દ્રિત હતું : એક તો તૌહીદ (એકેશ્વરવાદ) અને બીજી આખિરત (પરલોક), અને મક્કાવાસીઓ આ બંને વાતો સ્વીકારવાનો ઇન્કાર કરી રહ્યા હતા. આ પશ્ચાદ્ભૂમિ સમજી લીધા પછી હવે સૂરઃના વિષય અને વર્ણન-શૈલી અંગે વિચારો.

આમાં સૌપ્રથમ ગફલતમાં પડેલા લોકોને ચોંકાવવા માટે અચાનક તેમના સમક્ષ એ પ્રશ્ન મૂકવામાં આવ્યો છે કે તમને તે સમયની પણ ખબર છે, જ્યારે સમગ્ર દુનિયા ઉપર છવાઈ જનારી એક આફત ઊતરશે. તે પછી તરત જ વિગતોનું વર્ણન શરૂ કરવામાં આવ્યું છે કે તે સમયે સમગ્ર માનવ-જાત બે ભિન્ન વર્ગોમાં વહેંચાઈને બે જુદાં-જુદાં પરિણામો નિહાળશે. એક તો તે, જે જહન્નમ (નર્ક)માં જશે અને તેમને આ પ્રકારની સખત યાતનાઓ ભોગવવી પડશે. બીજો તે, જે ઉચ્ચ કોટિની જન્નત (સ્વર્ગ)માં જશે અને તેમને આવી નેઅ્મતો (કૃપાઓ) પ્રાપ્ત થશે.

આવી રીતે લોકોને ચોંકાવ્યા પછી એકાએક વિષય બદલાય છે અને પ્રશ્ન પૂછવામાં આવે છે કે શું તે લોકો, જેઓ કુર્આનના તૌહીદ (એકેશ્વરવાદ)ના શિક્ષણ અને આખિરત (પરલોક)ના સમાચારને સાંભળીને નારાજ થઈ રહ્યા છે, પોતાના સામેની તે વસ્તુઓ નથી જોતાં, જેમના સાથે તેમને કામ પડે છે ? અરબ પ્રદેશના રણમાં જે ઊંટો ઉપર તેમના સમગ્ર જીવનનો આધાર છે, ક્યારેય આ લોકો વિચારતા નથી કે આ ઊંટો કેવી રીતે બરાબર તે જ ખાસિયતો પ્રમાણે બની ગયા, જેવી ખાસિયતોના પશુની જરૂરિયાત આ રણજીવન માટે હતી. તેઓ જ્યારે પ્રવાસમાં હોય છે, ત્યારે તેમને આકાશ દેખાતું હોય છે કે પર્વતો કે

જમીન. હવે આ જ ત્રણ વસ્તુઓ ઉપર વિચારે કે ઉપર આ આકાશ કેવી રીતે છવાઈ ગયું ? સામે આ પર્વતો કેવી રીતે ઊભા થઈ ગયા ? નીચે આ ધરતી કેવી રીતે પથરાઈ ગઈ ? શું આ બધું કોઈ સંપૂર્ણ શક્તિશાળી અને તત્ત્વદર્શી (હકીમ) કારીગરની કારીગરી વિના જ થઈ ગયું છે ? જો તેઓ સ્વીકારે છે કે આ સર્જનહારે ખૂબ તત્ત્વદર્શિતાપૂર્વક અને સંપૂર્ણ શક્તિ સાથે આ વસ્તુઓ સર્જી છે અને કોઈ બીજો તેના સર્જનમાં ભાગીદાર નથી, તો પછી તેને જ એક માત્ર રબ (માલિક અને પાલનહાર) માનવા માટે તેઓ શા માટે ઈન્કાર કરે છે સત્યનો ઈન્કાર કરનારાઓ, અને જો તેઓ એ સ્વીકારે છે કે અલ્લાહ કયામત લાવવા માટે પણ શક્તિમાન છે, માણસોને બીજીવાર પેદા કરવા માટે શક્તિમાન છે, જન્નત અને દોઝખ સર્જવા માટે પણ શક્તિમાન છે ?

આ સંક્ષિપ્ત અને તાર્કિક દલીલો સાથે વાત સમજાવ્યા પછી કાફિરો (સત્યનો ઈન્કાર કરનારાઓ) તરફથી સંબોધનની દિશા બદલીને હઝરત મુહમ્મદ (સલ્લ.)ને સંબોધવામાં આવે છે અને આપને આદેશ આપવામાં આવે છે કે આ લોકો ન માને, તો ભલે ન માને, તમારું કામ ઉપદેશ આપવાનું છે અને તે મુજબ તમે ઉપદેશ આપ્યે જાઓ. અંતે તો તે લોકોને અમારા પાસે જ પાછા આવવાનું છે. તે વખતે અમે તેમના પાસેથી પૂરેપૂરો હિસાબ વસૂલ કરીશું અને ન માનનારાઓને ભારે સજા કરીશું.



# (૮૮) સૂરઃ અલ-ગાશિયાહ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૨૬)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. શું તમને તે છવાઈ જનારી આફત (અર્થાત્ કયામત)ના સમાચાર પહોંચ્યા છે ?
૨. કેટલાક ચહેરા તે દિવસે ભયભીત હશે,
૩. સખત પરિશ્રમ કરી રહ્યા હશે, થાકી જતા હશે,
૪. ધીખતી આગમાં દાઝી રહ્યા હશે,
૫. ઉકળી રહેલા ઝરણાનું પાણી તેમને પીવા માટે આપવામાં આવશે,
૬. કાંટાળી સૂકી ઘાસ સિવાય કોઈ ભોજન તેમના માટે નહીં હોય
૭. જે ન હૃષ્ટપુષ્ટ કરે, ન ભૂખ મટાડે.
૮. કેટલાક ચહેરા તે દિવસે તેજસ્વી હશે,
૯. પોતાની કામગીરી પર ખુશ હશે,
૧૦. ઉચ્ચ શ્રેણીની જન્નતમાં હશે,
૧૧. કોઈ નિરર્થક અને અશિષ્ટ વાત તેઓ ત્યાં નહીં સાંભળે,
૧૨. તેમાં ઝરણાં વહેતાં હશે,
૧૩. તેમાં ઉચ્ચ આસનો હશે,
૧૪. જામ મૂકેલા હશે,
૧૫. ગાવ-તકિયાની કતારો લાગેલી હશે
૧૬. અને ઉત્તમ અને કિંમતી જાજમો પાથરેલી હશે.
૧૭. (આ લોકો નથી માનતા) તો શું આ લોકો ઊંટોને નથી જોતા કે કેવા બનાવવામાં આવ્યા ?
૧૮. આકાશને નથી જોતા કે કેવું ઊંચું ઉઠાવવામાં આવ્યું ?
૧૯. પર્વતોને નથી જોતા કે કેવા જમાવવામાં આવ્યા ?
૨૦. અને ધરતીને નથી જોતા કે કેવી પાથરવામાં આવી ?
૨૧. સારૂં તો (હે પયગંબર !), ઉપદેશ આપતા રહો, તમે માત્ર ઉપદેશ જ આપવાવાળા છો,
૨૨. કંઈ એમના ઉપર બળજબરી કરવાવાળા નથી.
૨૩. અલબત્ત, જે વ્યક્તિ મોઢું ફેરવશે અને ઈન્કાર કરશે
૨૪. તો અલ્લાહ તેને ભારે સજા આપશે.
૨૫. આ લોકોએ પાછા ફરવાનું અમારા તરફ જ છે,
૨૬. પછી એમનો હિસાબ લેવો અમારા જ શિરે છે. (રુકૂઅ-૧)

# (૮૯) અલ-ફજ્ર

## પરિચય

**નામ :**

પહેલા જ શબ્દ 'વલ્ ફજ્ર'ને સૂરઃનું નામ આપ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃના વિષયો ઉપરથી જણાઈ આવે છે કે આ તે કાળમાં ઊતરી હતી, જ્યારે મક્કામાં ઇસ્લામ સ્વીકારનારાઓ વિરૂદ્ધ અત્યાચારની પ્રવૃત્તિઓ આરંભાઈ ચૂકી હતી. આ કારણે જ મક્કાવાસીઓને આદ, સમૂદ અને ફિરઔનના કરૂણ અંજામથી ચેતવવામાં આવ્યા છે.

**વિષયવસ્તુ :**

આ સૂરઃનો વિષય આખિરત (પરલોક)ના વળતર અને સજાને પુરવાર કરવાનો છે, જેનો મક્કાવાસીઓ ઇન્કાર કરી રહ્યા હતા. આ હેતુ માટે જેવી રીતે ક્રમવાર દલીલો કરવામાં આવી છે, તેને તે જ ક્રમાનુસાર ધ્યાનથી જુઓ.

સૌ પ્રથમ ફજ્ર (પરોઢ), દસ રાત્રિઓ, યુગ્મ (એકી, Even) અને વિષમ (બેકી, Odd) અને વિદાય લેતી રાત્રિના સોગંદ ખાઈને શ્રોતાઓને પૂછવામાં આવ્યું છે કે જે વાતનો તમે ઇન્કાર કરી રહ્યાં છો, તેના સાચા હોવાના પુરાવા તરીકે શું આ વસ્તુઓ પૂરતી નથી ? આગળ આવતા વિવરણમાં આ ચારેય વસ્તુઓની જે સમજૂતી આપી છે તેના ઉપરથી આપને જણાશે કે આ વસ્તુઓ તે નિયમિતતાના ચિહ્નો છે, જે રાત-દિવસની વ્યવસ્થામાં જોવામાં આવે છે અને તેમના સોગંદ લઈને આ પ્રશ્નો તે અર્થમાં પૂછવામાં આવ્યા છે કે અલ્લાહે સ્થાપેલા આ તત્ત્વદર્શિતાપૂર્ણ તંત્રને જોયા પછી પણ શું તે વાતનો પુરાવો આપવા માટે કોઈ બીજી વસ્તુની જરૂર રહે છે કે જે અલ્લાહે આ તંત્ર સ્થાપ્યું છે, તે તેની શક્તિ બહારની વાત નથી કે તે આખિરત સર્જે અને તેના તત્ત્વદર્શિતા (ડહાપણ)નો તે તકાદો છે કે તે મનુષ્યના કર્મોનો હિસાબ લે.

આ પછી માનવ-ઇતિહાસમાંથી દલીલ રજૂ કરીને ઉદાહરણ તરીકે આદ, સમૂદ અને ફિરઔનના અંજામનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે જ્યારે તેઓ મર્યાદા ઓળંગી ગયા અને ધરતી ઉપર ખૂબ બગાડ ફેલાવવા લાગ્યા ત્યારે અલ્લાહના પ્રકોપનો કોરડો તેમના ઉપર વીંઝાયો. તે જ આ વાતની નિશાની છે કે સૃષ્ટિનું આ તંત્ર કોઈ બહેરી-મૂંગી સત્તાઓ ચલાવી રહી નથી, ન આ દુનિયા અંધેર નગરી 'ને ગંડુ રાજા જેવી છે. પરંતુ એક તત્ત્વદર્શી અને હોંશિયાર સત્તાધીશ આની ઉપર સત્તા ચલાવી રહ્યો છે અને તેના ડહાપણ અને ન્યાયનો આ તકાદો સ્વયં આ દુનિયાના સમગ્ર માનવ-ઇતિહાસમાં સતત જોવા



મળે છે કે બુદ્ધિ અને નૈતિક-સૂઝ આપીને જે માનવીને અહીં ઉપભોગના અધિકારો આપ્યા છે, તેનો હિસાબ લે અને તેને વળતર આપે અથવા સજા કરે.

આ પછી માનવ-સમાજની સામાન્ય નૈતિક સ્થિતિની સમીક્ષા કરવામાં આવી છે, જેમાં આરબ લોકોની અજ્ઞાનતા-અવસ્થાને તો સૌ સારી રીતે જાણતા હતા અને અહીં ખાસ કરીને તેના બે પાસાઓની ટીકા કરવામાં આવી છે : એક, લોકોના ભૌતિકવાદી દૃષ્ટિકોણની, જેના કારણે તેઓ ચરિત્રની ભલાઈ અને બૂરાઈને અવગણીને ધન અને હોદ્દા હોવા, ન હોવાને માન-અપમાનના માપદંડ તરીકે અપનાવી બેઠા હતા અને તે વાત ભૂલી ગયા હતા કે ન ધનવાન હોવું એ કોઈ ઇનામ છે, ન નિર્ધનતા એ સજા છે. પરંતુ અલ્લાહ આ બંને સ્થિતિઓમાં માણસની કસોટી કરી રહ્યો છે કે ધન-દોલત મેળવીને તે કઈ જાતનું વલણ અપનાવે છે અને નિર્ધનતામાં તે કયો માર્ગ લે છે. બીજું, લોકોની આ વર્તણૂક અર્થાત્ અનાથ બાળકના પિતાના મૃત્યુ પછી તેમના સમાજમાં કોઈ તેની ખબર ન લેતો, ગરીબોનો કોઈ પૂછનાર ન હતો, જે શક્તિશાળી હતો તે મૃતકોનો વારસો હડપ કરી જતો અને નિર્બળ હકદારોને હાંકી કાઢતો અને લોકોને ધન-સંપત્તિની એવી તરસ છે કે ગમે તેટલું ધન મળે તો પણ તેમને સંતોષ થતો નથી. આ વિવેચનનો હેતુ લોકોને તે વાત ગળે ઉતારવાનો છે કે દુનિયાના જીવનમાં જે માણસોની વર્તણૂક આવી છે, તેમનો હિસાબ-કિતાબ શા માટે નહીં થાય ?

પછી વાતને આ સાથે સમાપ્ત કરવામાં આવી છે કે હિસાબ-કિતાબ થશે અને ચોક્કસ થશે, અને તે દિવસે જ્યારે અલ્લાહની અદાલત બેસશે. તે વખતે સમજવાથી કોઈ લાભ થશે નહીં. ઇન્કાર કરનાર વ્યક્તિ અફસોસ કરતી રહી જશે કે કદાચ મેં દુનિયાની જિંદગીમાં આ દિવસ માટે વ્યવસ્થા કરી હોત ! પરંતુ તેનો આ પસ્તાવો તેને સજામાંથી બચાવી શકશે નહીં. અલબત્ત જે લોકોએ દુનિયામાં હૃદયપૂર્વક તે સત્ય સ્વીકારી લીધું હશે, જે આકાશી પુસ્તિકાઓ અને અલ્લાહના નબીઓ પ્રસ્તુત કરી રહ્યા હતા, તો અલ્લાહ તેમનાથી રાજી થશે અને તેઓ અલ્લાહે આપેલ વળતરથી રાજી થશે. તેમને આમંત્રણ અપાશે કે તેઓ પોતાના રબના માનીતા બંદાઓમાં ભળી જાય અને જન્નત (સ્વર્ગ)માં દાખલ થઈ જાય.

# (૮૯) સૂરઃ અલ-ફજ્ર

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૧ ● આયતો : ૩૦)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. સોગંદ છે વહેલી પરોઢના !
૨. અને દસ રાત્રિઓના !
૩. અને યુગ્મ (બેકી) અને વિષમ (એકી)ના,
૪. અને રાત્રિના જ્યારે તે વિદાય થઈ રહી હોય.
૫. શું આમાં કોઈ બુદ્ધિશાળી માટે કોઈ સોગંદ છે?
૬-૭. તમે જોયું નહીં કે તમારા રબે (પ્રભુએ) શું વ્યવહાર કર્યો ઊંચા સ્તંભોવાળા આદે-ઈરમ સાથે
૮. જેમના સમાન કોઈ પ્રજા દુનિયાના દેશોમાં પેદા કરવામાં આવી ન હતી ?
૯. અને સમૂદ સાથે, જેમણે ખીણમાં ખડકો કોતર્યા હતા ?
૧૦. અને ખૂંટાવાળા ફિરઔન સાથે ?
૧૧. આ તે લોકો હતા જેઓએ દુનિયાના દેશોમાં ખૂબ માથું ઉંચક્યું હતું
૧૨. અને તેમાં ખૂબ બગાડ ફેલાવ્યો હતો.
૧૩. છેવટે તમારા રબે તેમના ઉપર યાતનાનો કોરડો વરસાવી દીધો.
૧૪. હકીકત એ છે કે તમારો રબ ફાંસલો તૈયાર કરી બેઠો છે.
૧૫. પરંતુ મનુષ્યની સ્થિતિ એ છે કે તેનો રબ (પ્રભુ) જ્યારે તેને અજમાયશમાં નાખે છે અને તેને પ્રતિષ્ઠા અને કૃપાઓ આપે છે ત્યારે તે કહે છે કે મારા રબે (પ્રભુએ) મને પ્રતિષ્ઠિત બનાવી દીધો.
૧૬. અને જ્યારે તેને અજમાયશમાં નાખે છે અને તેની રોજી તેના ઉપર તંગ કરી દે છે તો તે કહે છે કે મારા રબે (પ્રભુએ) મને અપમાનિત કરી દીધો.
૧૭. કદાપિ નહીં, પરંતુ તમે અનાથ સાથે સન્માનભર્યું વર્તન કરતા નથી,
૧૮. અને ગરીબને ભોજન કરાવવા માટે એક-બીજાને પ્રોત્સાહન આપતા નથી,
૧૯. અને વારસાની બધી સંપત્તિ સમેટીને હડપ કરી જાઓ છો,
૨૦. અને ધનના પ્રેમમાં ખૂબ ખરાબ રીતે ગ્રસ્ત છો.
૨૧. કદાપિ નહીં,જ્યારે ધરતીને સતત કૂટી-કૂટીને રેતાળ મેદાન બનાવી દેવામાં આવશે,
૨૨. અને તમારો રબ વિદ્યમાન થશે એ સ્થિતિમાં કે ફરિશ્તાઓ કતારબદ્ધ ઊભા હશે,
૨૩. અને જહન્નમ (નર્ક) તે દિવસે સામે લઈ આવવામાં આવશે, તે દિવસે મનુષ્યને સમજ આવશે અને તે વખતે તેના સમજવાથી શું લાભ ?
૨૪. તે કહેશે કે કદાચ, મેં મારા આ જીવન માટે અગાઉથી કંઈ તૈયારી કરી હોત !
૨૫. તો તે દિવસે અલ્લાહ જે યાતના આપશે તેવી યાતના આપનાર કોઈ નથી,



૨૬. અને અલ્લાહ જેવી રીતે બાંધશે તેવો બાંધનાર કોઈ નથી.
૨૭. (બીજી તરફ કહેવામાં આવશે) હે શાંત અને સંતુષ્ટ આત્મા !
૨૮. ચાલ પોતાના રબ (પ્રભુ) તરફ એ સ્થિતિમાં કે તું (પોતાના ઉત્તમ પરિણામથી) ખુશ અને (પોતાના રબના સમીપ) પસંદગીપાત્ર છે.
૨૯. સામેલ થઈ જા મારા (શ્રેષ્ઠ) બંદાઓમાં
૩૦. અને દાખલ થઈ જા મારી જન્નતમાં. (રુકૂઅ-૧)

# (૯૦) અલ-બલદ

## પરિચય

**નામ :**

પહેલી જ આયત 'લા ઉકસિમુ બિહાઝલ્બલદ'ના શબ્દ 'અલ-બલદ'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આનો વિષય અને વર્ણન-શૈલી મક્કાના આરંભિક કાળમાં ઊતરેલી સૂરઃઓ જેવા છે, પરંતુ આમાં એક એવો નિર્દેશ છે જે બતાવે છે કે તેના ઉતરાણનો જમાનો તે હતો, જ્યારે મક્કાના કાફિરો અલ્લાહના પયગંબરની દુશ્મની ઉપર ઉતરી આવ્યા હતા અને આપ (સલ્લ.)ની વિરૂદ્ધમાં દરેક જુલમ અને અત્યાચારને પોતાના માટે હલાલ (વૈધ) ઠેરવી લીધા હતા.

**વિષયવસ્તુ :**

આ સૂરઃમાં એક ખૂબ જ વ્યાપક વિષય થોડાક વાક્યોમાં સમાવી લેવામાં આવ્યો છે અને કુર્આનની સંક્ષિપ્તતાની તે ખૂબી છે કે એક સંપૂર્ણ જીવન દૃષ્ટિકોણ, જે ખૂબ મુશ્કેલીથી એક ભારે-ભરખમ ગ્રંથમાં વર્ણવી શકાયો હોત, આ નાની સૂરઃમાં નાના-નાના વાક્યોમાં અત્યંત અસરકારક રીતે વર્ણવવામાં આવ્યો છે. આનો વિષય દુનિયામાં માનવીની અને માનવી માટે દુનિયાની સાચી હેસિયત સમજાવીને તે બતાવવાનું છે કે અલ્લાહે માણસ માટે સદ્ભાગ્ય અને દુર્ભાગ્યના બંને માર્ગો ખુલ્લા મૂકી દીધા છે. તેમને જોવા અને તેમના ઉપર ચાલવા માટેના સાધનો પણ તેને આપ્યા છે અને હવે તે, માણસના પોતાના પ્રયત્નો અને મહેનત ઉપર આધાર રાખે છે કે તે સદ્ભાગ્યનો માર્ગ અપનાવીને શુભ પરિણામે પહોંચે છે કે, દુર્ભાગ્યનો માર્ગ પસંદ કરીને અશુભ પરિણામ મેળવે છે.

સૌપ્રથમ મક્કા શહેર અને તેમાં અલ્લાહના રસૂલ (સલ્લ.) ઉપર પડતી મુસીબતો અને આદમની સમગ્ર સંતાનની સ્થિતિને એ હકીકતની સાક્ષી રૂપે રજૂ કરવામાં આવી છે કે આ દુનિયા માણસ માટે વિશ્રામગૃહ નથી, જેમાં તે મોજ-મજા માટે પેદા કરવામાં આવ્યો હોય. પરંતુ અહીં તેનો જન્મ જ સખત કષ્ટ સાથે થયો છે. આ વિષયને જો સૂરઃ નજ્મની આયત-૩૯ 'લૈસ લિલ્ઇન્સાનુ ઇલ્લા માસઆ' સાથે જોવામાં આવે તો વાત તદ્દન સ્પષ્ટ થઈ જાય છે કે આ દુનિયારૂપી કારખાનામાં માનવીના ભવિષ્યનો આધાર તેના પ્રયત્નો અને સખત પરિશ્રમ ઉપર છે.

આ પછી માનવીની તે ગેરસમજ દૂર કરવામાં આવી છે કે અહીં ફક્ત



તે જ તે છે અને તેના ઉપર કોઈ ઉચ્ચતર શક્તિ નથી, જે તેની પ્રવૃત્તિઓ ઉપર નજર રાખનારી અને તેની પકડ કરનારી હોય.

પછી માણસના અનેક અજ્ઞાનતાપૂર્ણ નૈતિક વિચારોમાંથી એકને દૃષ્ટાંત રૂપે લઈને બતાવવામાં આવ્યું છે કે દુનિયામાં તેણે મોટાઈના કેવા ખોટા માપદંડો શોધી કાઢ્યા છે. જે માણસ પોતાની મોટાઈ દર્શાવવા માટે ધનના ઢગલા લૂંટાવે તે પોતે પણ આ ઉડાઉગીરી માટે ગર્વ લે છે અને બીજા લોકો પણ તેના ખૂબ વખાણ કરે છે, જો કે જે હસ્તી તેના આ કાર્યો ઉપર નજર રાખી રહી છે, તે એ જુએ છે કે તેણે આ ધન કેવી રીતે પ્રાપ્ત કર્યું અને કયા માર્ગોએ અને કયા હેતુઓ માટે ખર્ચ કર્યું.

આ પછી અલ્લાહ ફરમાવે છે કે અમે માનવીને જ્ઞાનના સાધનો અને વિચારવા-સમજવાની લાયકાતો આપીને તેના સમક્ષ ભલાઈ અને બૂરાઈના બંને માર્ગો ખુલ્લા મૂકી દીધા છે. એક માર્ગ એ છે જે નૈતિક અધોગતિ તરફ જાય છે અને તે માર્ગે જવા માટે કોઈ મુશ્કેલીઓ વેઠવી પડતી નથી, બલ્કે ઇન્દ્રિયોને ખૂબ આનંદ આવે છે. બીજો માર્ગ નૈતિક ઉન્નતિ તરફ જાય છે, જે એક દુર્ગમ પહાડી માર્ગ જેવો છે અને તેના ઉપર ચાલવા માટે માણસને પોતાની ઇચ્છા અને વાસનાનું દમન કરવું પડે છે. આ મનુષ્યની કમજોરી છે કે તે આ દુર્ગમ પહાડી માર્ગ ઉપર આગળ ચઢવાની સરખામણીમાં ખાઈમાં ગબડી પડવાને પસંદગી આપે છે.

પછી અલ્લાહે બતાવ્યું છે કે તે ખીણ શું છે, જેમાંથી પસાર થઈને માણસ ઉન્નતિ તરફ જઈ શકે છે. તે એ કે આડંબર, ઘમંડ અને દેખાવના ખર્ચ ત્યજીને માણસ પોતાનું ધન અનાથ અને નિઃસહાયની મદદ માટે ખર્ચે, અલ્લાહ અને તેના દીન (ધર્મ) ઉપર ઈમાન લાવે અને ઈમાન લાવનારા લોકોના જૂથમાં સામેલ થઈને એક એવા સમાજના નિર્માણમાં ભાગ લે, જે ધૈર્યપૂર્વક સત્યનિષ્ઠાના તકાદાઓને સંતોષવાવાળો અને લોકો ઉપર દયા કરનાર હોય. આ માર્ગ ઉપર ચાલનારાઓનું પરિણામ એ છે કે માણસ અલ્લાહની કૃપાઓનો હકદાર બને અને આનાથી વિપરીત, બીજો માર્ગ અપનાવનાર લોકોનો અંજામ દોજખ (નર્ક)ની આગ છે, જેમાંથી બહાર આવવાના બધા જ દ્વાર બંધ છે.

# (૯૦) સૂરઃ અલ-બલદ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૨૦)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. નહીં, હું સોગંદ ખાઉં છું આ શહેર (મક્કા)ના,

૨. અને સ્થિતિ એ છે કે (હે પયગંબર !) આ શહેરમાં તમને હલાલ (વૈધ) કરી લેવામાં આવ્યા છે,

૩. અને સોગંદ ખાઉં છું પિતા (અર્થાત્ આદમ અલૈ.)ના અને તે સંતતિના જે તેનાથી જન્મી,

૪. હકીકતમાં અમે મનુષ્યને કષ્ટમાં પેદા કર્યો છે.

૫. શું તેણે એમ સમજી લીધું છે કે તેના ઉપર કોઈ કાબૂ નહીં મેળવી શકે ?

૬. કહે છે કે મેં પુષ્કળ ધન વેડફી નાખ્યું.

૭. શું તે સમજે છે કે કોઈએ તેને નથી જોયો ?

૮-૯. શું અમે તેને બે આંખો અને એક જીભ અને બે હોઠ નથી આપ્યા ?

૧૦. અને (ભલાઈ અને બૂરાઈના) બંને સ્પષ્ટ માર્ગો તેને (નથી) બતાવી દીધા ?

૧૧. પરંતુ તેણે દુર્ગમ પહાડી માર્ગમાંથી પસાર થવાની હિંમત ન કરી.

૧૨. અને તમે શું જાણો કે શું છે તે દુર્ગમ પહાડી માર્ગ ?

૧૩. કોઈ ગળાને ગુલામીમાંથી મુક્ત કરાવવું,

૧૪-૧૬. અથવા ફાકા (નિરાહાર)ના દિવસે કોઈ નજીકના અનાથ અથવા ધૂળમાં રગદોળાતા કોઈ ગરીબને ભોજન કરાવવું.

૧૭. પછી (એના સાથે એ કે) મનુષ્ય તે લોકોમાં સામેલ થઈ જાય, જેઓ ઈમાન લાવ્યા અને જેમણે એક-બીજાને ધૈર્ય અને (અલ્લાહના સર્જનો ઉપર) દયાનો સદુપદેશ આપ્યો.

૧૮. આ છે જમણી બાજુવાળા.

૧૯. અને જેમણે અમારી આયતોને માનવાનો ઇન્કાર કર્યો, તેઓ ડાબી બાજુવાળા છે,

૨૦. તેમના ઉપર આગ છવાયેલી હશે. (રુકૂઅ-૧)



# (૯૧) અશ્-શમ્સ

## પરિચય

**નામ :**

પહેલા જ શબ્દ 'અશ્-શમ્સ'ને આ સૂરઃનુ નામ અપાયુ છે.

**ઉતરાણકાળ :**

વિષય અને વર્ણન-શૈલી ઉપરથી જણાય છે કે આ સૂરઃ મક્કાના આરંભિક કાળમાં ઊતરી છે. પરંતુ આનું અવતરણ તે જમાનામાં થયું છે, જ્યારે અલ્લાહના રસૂલ (સલ્લ.)નો વિરોધ ખૂબ જોર પકડી રહ્યો હતો.

**વિષયવસ્તુ :**

આનો વિષય સદાચાર અને દુરાચાર વચ્ચેનો તફાવત સમજાવવાનો અને તે લોકોને ખરાબ અંજામથી ડરાવવાનો છે, જેઓ આ ભેદને સમજવાથી ઇન્કાર અને દુરાચારના માર્ગ ઉપર ચાલવાનો આગ્રહ રાખે છે.

વિષયની દૃષ્ટિએ આ સૂરઃ બે વિભાગોમાં વહેંચાયેલી છે : પ્રથમ ભાગ સૂરઃના આરંભથી શરૂ થઈને આયત-૧૦ ઉપર સમાપ્ત થાય છે અને બીજો ભાગ આયત-૧૧ થી શરૂ થઈને અંત સુધી ચાલે છે. પહેલા ભાગમાં ત્રણ વાતો સમજાવવામાં આવી છે : એક એ કે જેવી રીતે સૂર્ય અને ચંદ્ર, દિવસ અને રાત્રિ, ધરતી અને આકાશ એક-બીજાથી ભિન્ન અને પોતાની અસરો અને પરિણામોના સંદર્ભે એક-બીજાથી પરસ્પર વિરોધી પ્રકૃતિના છે, તેવી જ રીતે સદાચાર-દુરાચાર પણ એક-બીજાથી ભિન્ન અને પોતાની અસરો અને પરિણામોમાં પરસ્પર વિરોધી છે. આ બંને ન પોતાના રૂપમાં સમાન છે અને ન તેમના પરિણામો સરખા હોઈ શકે છે. બીજું એ કે અલ્લાહે મનુષ્યના આત્માને શરીર, સંવેદના અને માનસિક શક્તિઓ આપીને દુનિયામાં તદ્દન અજાણ છોડી દીધો નથી, પરંતુ એક અંતઃસ્ફુરણા વડે તેના અચેતન મનમાં સદાચાર અને દુરાચારનો ભેદ, સારા-નરસાનો તફાવત તથા ઇષ્ટના ઇષ્ટ અને દુષ્ટના દુષ્ટ હોવા વિષેનું ભાન કરાવવામાં આવ્યું છે. ત્રીજું એ કે માણસના ભવિષ્યનો આધાર તે વાત ઉપર છે કે તેનામાં વિવેક, ઇરાદો અને નિર્ણયની જે શક્તિ અલ્લાહે મૂકી દીધી છે, તેનો ઉપયોગ કરીને તે પોતાની ઇચ્છાઓના સારા અને ખરાબ વલણોમાંથી કોને પ્રોત્સાહિત કરે છે અને કોને દબાવે છે. જો તે સારા વલણોને પ્રોત્સાહિત કરે અને ખરાબ વલણોથી પોતાની ઇચ્છાઓને મુક્ત રાખે તો સફળતા પ્રાપ્ત કરશે અને એનાથી વિપરીત, જો તે ઇચ્છાઓના સારાપણાને દબાવે અને બૂરાઈઓને ઉભારે તો તે નિષ્ફળતાને વરશે.

બીજા ભાગમાં સમૂદની કોમનો ઐતિહાસિક દાખલો આપીને રિસાલત

(ઈશદૂતત્વ)નું મહત્ત્વ સમજાવવામાં આવ્યું છે. પયગંબર દુનિયામાં એટલા માટે મોકલવામાં આવે છે કે ભલાઈ અને બૂરાઈનું જે પ્રત્યક્ષ જ્ઞાન અલ્લાહે માનવીની પ્રકૃતિમાં મૂકી દીધું છે, તે એક જ મનુષ્યના માર્ગદર્શન માટે પૂરતું નથી. તેને સંપૂર્ણપણે સમજી ન શકવાના કારણે જ માનવી ઈષ્ટ અને દુષ્ટના ખોટા તત્વ-જ્ઞાનો અને માપદંડો શોધી કાઢીને પથભ્રષ્ટ થતો રહ્યો છે. આ કારણે અલ્લાહે તે પ્રત્યક્ષ જ્ઞાનની સહાયમાં પયગંબરો ઉપર સ્પષ્ટ અને ચોખ્ખી વહ્ય ઉતારી, જેથી તેઓ લોકોને સાફ-સાફ બતાવે કે સદાચાર શું છે અને દુરાચાર શું ? આવા જ એક નબી હઝરત સાલેહ (અલૈ.) સમૂદની કોમ તરફ મોકલવામાં આવ્યા હતા. તે કોમ પોતાની વાસનાઓની બૂરાઈઓમાં ડૂબી જઈને એવી વિદ્રોહી બની ગઈ હતી કે તેણે તેમને ખોટા ઠેરવ્યા અને જ્યારે તે લોકોના કહેવા પ્રમાણે હઝરત સાલેહ (અલૈ.)એ ઊંટણીના રૂપમાં ચમત્કાર સર્જી બતાવ્યો ત્યારે તેમની ઈચ્છા અને માંગણી અનુસાર તેને પણ મારી નાખી. આનું પરિણામ છેવટે એ આવ્યું કે આખી કોમને વિનષ્ટ કરી દેવામાં આવી.

મક્કામાં તે વખતે પરિસ્થિતિ એવી જ હતી, જે હઝરત સાલેહ (અલૈ.)ના મુકાબલામાં સમૂદની કોમના ઉપદ્રવીઓએ ઊભી કરી હતી. તેથી તે પરિસ્થિતિમાં આ પ્રસંગનું સ્મરણ સ્વયં મક્કાવાસીઓને એટલું સમજાવવા માટે પૂરતું હતું કે સમૂદનું આ ઐતિહાસિક દષ્ટાંત તેમને કેવી રીતે લાગુ પડી રહ્યું છે.



# (૯૧) સૂરઃ અશ્-શમ્સ

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૧ ● આયતો : ૧૫)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. સૂર્ય અને તેના તડકાના સોગંદ,
૨. અને ચંદ્રના સોગંદ જ્યારે તે તેના પાછળ આવે છે,
૩. અને દિવસના સોગંદ જ્યારે તે (સૂર્યને) સ્પષ્ટ કરી દે છે,
૪. અને રાત્રિના સોગંદ જ્યારે તે (સૂર્યને) ઢાંકી લે છે,
૫. અને આકાશના અને તે હસ્તીના સોગંદ જેણે તેને સ્થાપિત કર્યો,
૬. અને ધરતીના અને તે હસ્તીના સોગંદ જેણે તેને પાથરી,
૭. અને મનુષ્યની આત્માના અને તે હસ્તીના સોગંદ જેણે તેને ઠીકઠાક કરી
૮. પછી તેની બૂરાઈ અને તેની પરહેજગારી (સંયમ)ની તેને પ્રેરણા આપી દીધી,
૯. ખરેખર સફળ થઈ ગયો તે જેણે આત્માને વિશુદ્ધ અને વિકસિત કરી,
૧૦. અને નિષ્ફળ થયો તે જેણે તેને દબાવી દીધી.
૧૧. સમૂદે પોતાના વિદ્રોહના કારણે ખોટું ઠેરવ્યું.
૧૨. જ્યારે તે કોમનો સૌથી વધુ દુર્ભાગી માણસ વીફરીને ઊભો થયો
૧૩. તો અલ્લાહના રસૂલે તે લોકોને કહ્યું કે ખબરદાર ! અલ્લાહની ઊંટણીને (હાથ ન લગાવતા) અને તેના પાણી પીવામાં (અડચણ ન બનતા).
૧૪. પરંતુ તેમણે તેની વાત ખોટી ઠેરવી અને ઊંટણીને મારી નાખી. અંતે તેમના અપરાધની સજામાં તેમના રબે (પ્રભુએ) તેમના ઉપર એવી આફત મોકલી કે એકી સાથે સૌને માટીમાં ભેળવી દીધા,
૧૫. અને તેને (પોતાના આ કાર્યના) કોઈ ખરાબ પરિણામનો ભય નથી. (રુકૂઅ-૧)

# (૯૨) અલ-લૈલ

## પરિચય

**નામ :**

પહેલા જ શબ્દ 'વલ્લૈલ'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

સૂરઃ શમ્સ સાથે આ સૂરઃનો વિષય એટલી સમાનતા ધરાવે છે કે બંને સૂરઃ એકબીજાનું વિવરણ લાગે છે. એક જ વાત છે, જે સૂરઃ શમ્સમાં એક રીતે સમજાવવામાં આવી છે અને આ સૂરઃમાં બીજી રીતે. એના ઉપરથી અનુમાન કરી શકાય છે કે આ બંને સૂરઃનો ઉતરાણકાળ લગભગ એક સમાન છે.

**વિષયવસ્તુ :**

આનો વિષય જીવનના બે ભિન્ન માર્ગો અને તેમના પરિણામો વચ્ચેનો તફાવત વર્ણવવાનો છે. વિષયાનુસાર આ સૂરઃ બે વિભાગોમાં વહેંચાયેલી છે : પ્રથમ ભાગ આરંભથી ૧૧મી આયત સુધી છે અને બીજો ભાગ ૧૨મી આયતથી અંત સુધી.

પહેલા ભાગમાં સૌ પ્રથમ એ બતાવવામાં આવ્યું છે કે માનવસમાજના જે સભ્યો, જાતિઓ અને સમૂહો દુનિયામાં કાર્યો કરી રહ્યા છે, તેઓ અનિવાર્યપણે પોતાના નૈતિક પ્રકાર અનુસાર એટલાં જ ભિન્ન છે, જેટલા દિવસથી રાત અને નરથી માદા ભિન્ન છે. આ પછી કુર્આનની ટૂંકી સૂરઃની સામાન્ય વર્ણન શૈલી મુજબ ત્રણ નૈતિક લક્ષણો એક પ્રકારના અને ત્રણ નૈતિક લક્ષણો બીજા પ્રકારના કાર્યોના વિશાળ સમૂહમાંથી ઉપાડીને ઉદાહરણ તરીકે પ્રસ્તુત કરવામાં આવ્યા છે, જેમને સાંભળીને કોઈ પણ માણસ સરળતાથી તે અનુમાન કરી શકે છે કે એક પ્રકારના લક્ષણો કેવી જીવન-પદ્ધતિનું પ્રતિનિધિત્વ કરે છે અને બીજા પ્રકારના લક્ષણો તેનાથી વિપરીત, કયા બીજા પ્રકારના જીવનની નિશાનીઓ છે. આ બંને દૃષ્ટાંતો એવા નાના નાના, સુંદર, સાદા અને સંક્ષિપ્ત વાક્યોમાં વર્ણવવામાં આવ્યા છે, જે સાંભળતાં જ માણસના હૃદયમાં ઊતરી જાય અને યાદ રહી જાય. પ્રથમ પ્રકારના લક્ષણો એ છે કે માણસ (સન્માર્ગમાં) ધન ખર્ચે, અલ્લાહનો ડર અને સંયમ અપનાવે અને ભલાઈને ભલાઈ સમજે. બીજા પ્રકારના લક્ષણો એ છે કે તે કંજૂસી કરે, અલ્લાહની પ્રસન્નતા અને નારાજગીથી નચિંત થઈ જાય અને સાચી વાતને જૂઠી ઠેરવે. પછી એ બતાવવામાં આવ્યું છે કે આ બે કાર્ય-પ્રણાલીઓ, જે દેખીતી રીતે જ એક-બીજાથી ભિન્ન છે, તેમના પરિણામોની દૃષ્ટિએ તે કદાપિ સમાન નથી. પરંતુ જેટલા પ્રમાણમાં આ પોતાના પ્રકારમાં વિરોધી છે, તેટલા જ પ્રમાણમાં એમના પરિણામો પણ વિરોધી



છે. પ્રથમ કાર્ય-પ્રણાલી જે માણસ અથવા સમૂહ અપનાવશે, અલ્લાહ તેના માટે જીવનનો શુદ્ધ અને સીધો માર્ગ સરળ બનાવી દેશે, ત્યા સુધી કે તેના માટે સત્કર્મ સરળ અને બૂરાઈનું આચરણ મુશ્કેલ થઈ જશે. આ વર્ણનને એક અત્યંત અસરકારક અને તીરની જેમ હૃદયમાં ઊતરી જાય તેવા વાક્ય ઉપર સમાપ્ત કરવામાં આવ્યું છે કે દુનિયાની આ સંપત્તિ જેના માટે માણસ પ્રાણ સુદ્ધાં આપી દે છે, તે તેની કબરમાં સાથે જવાની તો નથી. મૃત્યુ પછી આ તેના શા ખપની ?

બીજા ભાગમાં પણ આ જ રીતે ટૂંકમાં ત્રણ હકીકતો વર્ણવવામાં આવી છે. એક એ કે અલ્લાહે આ દુનિયા રૂપી કસોટીમાં માણસને અજ્ઞાન રાખીને છોડી મૂક્યો નથી. પરંતુ તે બતાવવાનું પોતાના માથે લીધું છે કે જીવનના વિવિધ માર્ગોમાંથી સીધો માર્ગ કયો છે. આ સાથે તે કહેવાની જરૂર ન હતી કે પોતાનો રસૂલ—ઈશદૂત અને પોતાનો ગ્રંથ મોકલીને તેણે પોતાની આ જવાબદારી પૂરી કરી છે, કારણ કે અલ્લાહના રસૂલ (સલ્લ.) અને કુર્આન બને માર્ગદર્શન આપવા માટે સૌના વચ્ચે મોજૂદ હતા. બીજી હકીકત એ વર્ણવવામાં આવી છે કે દુનિયા (આલોક) અને આખિરત (પરલોક) બન્નેનો માલિક અલ્લાહ જ છે. દુનિયા માગશો તો તે પણ તેના પાસેથી મળશે અને આખિરતની ઈચ્છા હોય તો તેનો આપનાર પણ તે જ છે. હવે તે નિર્ણય તમારે કરવાનો છે કે તમે તેના પાસે શું માગો છો. ત્રીજી હકીકત એ વર્ણવવામાં આવી છે કે જે દુર્ભાગી તે ભલાઈને જૂઠી ઠરાવશે, જે પયગંબર અને ગ્રંથ મારફત રજૂ કરવામાં આવી રહી છે અને તેમની અવગણના કરશે, તેના માટે ધગધગતી આગ તૈયાર છે અને જે અલ્લાહથી ડરનાર માણસ તદ્દન નિઃસ્વાર્થપણે માત્ર પોતાના રબની પ્રસન્નતા કાજે પોતાનું ધન સારા માર્ગે વાપરશે, તેનો રબ તેનાથી પ્રસન્ન થશે અને તેને એટલું બધું આપશે કે તે ખુશ થઈ જશે.

# (૯૨) સૂરઃ અલ-લૈલ

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૧ ● આયતો : ૨૧)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. સોગંદ છે રાત્રિના જ્યારે કે તે છવાઈ જાય,
૨. અને દિવસના જ્યારે કે તે પ્રકાશિત હોય,
૩. અને તે હસ્તીના જેણે નર અને માદાને પેદા કર્યા,
૪. હકીકતમાં તમારા પ્રયત્નો ભિન્ન-ભિન્ન પ્રકારના છે.
૫. તો જેણે (અલ્લાહના માર્ગમાં) ધન આપ્યું અને જે (અલ્લાહની અવજ્ઞાથી) બચતો રહ્યો,
૬. અને ભલાઈને સાચી માની,
૭. તેને અમે સરળ માર્ગની સુવિધા આપીશું.
૮. અને જેણે કંજૂસી કરી અને (પોતાના અલ્લાહ પ્રત્યે) બેપરવાઈ દાખવી
૯. અને ભલાઈને ખોટી ઠેરવી,
૧૦. તેને અમે મુશ્કેલ માર્ગ માટે સુવિધા આપીશું.
૧૧. અને તેનું ધન છેવટે તેને શું કામ આવશે જ્યારે કે તે નષ્ટ થઈ જાય ?
૧૨. નિઃશંક માર્ગ બતાવવો અમારે શિરે છે,
૧૩. અને વાસ્તવમાં આખિરત (પરલોક) અને દુનિયા (આલોક) બંનેના અમે જ માલિક છીએ.
૧૪. તો મેં તમને સચેત કરી દીધા છે ભડકે બળતી આગથી.
૧૫. તેમાં નહીં દાઝે પરંતુ તે અત્યંત દુર્ભાગી
૧૬. જેણે ખોટું ઠેરવ્યું અને મુખ ફેરવી લીધું.
૧૭. અને તેનાથી દૂર રાખવામાં આવશે તે અત્યંત પરહેજગાર (સંયમી)
૧૮. જે પવિત્ર થવા માટે પોતાનું ધન આપે છે.
૧૯. તેના ઉપર કોઈનો કંઈ ઉપકાર નથી જેનો બદલો તેને આપવાનો હોય.
૨૦. તે તો માત્ર પોતાના સર્વોચ્ચ રબની પ્રસન્નતા મેળવવા આ કામ કરે છે.
૨૧. અને અવશ્ય તે (તેનાથી) પ્રસન્ન થશે. (રુકૂઅ-૧)



# (૯૩) અઝ્-ઝુહા

## પરિચય

**નામ :**

પહેલા જ શબ્દ 'વઝ્ઝુહા'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃનો વિષય સ્પષ્ટપણે દર્શાવે છે કે આ મક્કાના તદ્દન આરંભિક કાળમાં ઊતરી છે. નોંધો ઉપરથી પણ એવું જણાય છે કે થોડાક ગાળા માટે વહ્ય આવવાનો ક્રમ બંધ રહ્યો હતો, જેનાથી પયગંબર (સલ્લ.) ઘણાં ચિંતિત થઈ ગયા હતા અને વારંઘડીએ આપને એવો ભય લાગતો હતો કે ક્યાંક મારાથી એવી કોઈ ભૂલ તો નથી થઈ ગઈ, જેના કારણે મારો રબ મારાથી નારાજ થઈ ગયો છે અને તેણે મને છોડી દીધો છે. આથી આપ (સલ્લ.)ને સાંત્વન આપવામાં આવ્યું કે વહ્ય કોઈ નારાજગીના કારણે બંધ રાખવામાં આવી ન હતી, પરંતુ આમાં તે જ તત્ત્વદર્શિતા અને ડહાપણ કાર્યરત્ હતું, જે પ્રકાશમય દિવસ પછી શાંત રાત્રિ લાવવામાં રહેલું છે, અર્થાત્ વહ્યનો તીવ્ર પ્રકાશ આપ (સલ્લ.) ઉપર સતત પડતો રહ્યો હોત તો આપ (સલ્લ.)ના જ્ઞાન-તંતુઓ તેને સહન કરી શક્યા ન હોત. એટલા માટે વચ્ચે વિરામ આપવામાં આવ્યો, જેથી આપ (સલ્લ.)ને શાંતિ પ્રાપ્ત થાય. આવી હાલત હુઝૂર (સલ્લ.)ની નબૂવ્વતના આરંભિક કાળમાં થતી હતી, જ્યારે હજુ આપ (સલ્લ.) વહ્ય ઊતરવાનો ભાર સહન કરવા ટેવાયા ન હતા. આ કારણે થોડા-થોડા સમયે વિરામ આપવું અનિવાર્ય હતું. આ બાબતની ચોખવટ અમે સૂરઃ મુદ્દસ્સિરની પ્રસ્તાવનામાં કરી ગયા છીએ અને સૂરઃ મુઝ્ઝમ્મિલના હાંસિયા-૫ (જે તફહીમુલ કુર્આનમાં જોઈ શકાય છે)માં અમે એ પણ બતાવી ગયા છીએ કે વહ્ય ઊતરવાના ભારની કેવી ઘેરી અસર આપ (સલ્લ.)ના સ્નાયુઓ ઉપર થતી હતી. ત્યારબાદ જ્યારે હુઝૂર (સલ્લ.)માં આ ભાર સહન કરવાનું ધૈર્ય પેદા થઈ ગયું, ત્યારે લાંબા વિરામ આપવાની જરૂર રહી નહીં.

**વિષયવસ્તુ :**

આ સૂરઃનો વિષય આપ (સલ્લ.)ને સાંત્વન આપવાનો છે અને હેતુ તે પરેશાની દૂર કરવાનો છે, જે વહ્ય ઊતરવાના ક્રમમાં ભંગ થવાથી આપ (સલ્લ.)ને થવા લાગી હતી, સૌપ્રથમ પ્રકાશમય દિવસ અને શાંતિપૂર્ણ રાત્રિના સોગંદ ખાઈને આપને સાંત્વન આપવામાં આવ્યું છે કે આપના રબે આપ (સલ્લ.)ને કદાપિ છોડી દીધા નથી અને ન તે આપથી નારાજ થયો છે. આ પછી આપ (સલ્લ.)ને શુભ-સમાચાર આપવામાં આવ્યા છે કે ઈસ્લામી

આહ્વાનના આરંભિક કાળમાં આપને જે સખત મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે, તે માત્ર ટૂંક સમય માટે છે. આપ (સલ્લ.) માટે દરેક પછીનો સમય અગાઉના સમય કરતાં વધુ સારો થતો જશે અને વધુ સમય નહીં લાગે, જ્યારે અલ્લાહ આપ (સલ્લ.) ઉપર કૃપાઓ અને બક્ષિસોની એવી વર્ષા કરશે કે આપ ખુશ થઈ જશો. આ કુર્આનની તે સ્પષ્ટ ભવિષ્યવાણીઓમાંથી છે, જે પાછળથી અક્ષરશઃ સાચી પડી. જો કે જ્યારે આ ભવિષ્યવાણી કરવામાં આવી હતી, તે વખતે તે સહેજ પણ શક્ય લાગતું ન હતું કે મક્કામાં જે એકલો-અટૂલો માણસ સમગ્ર કોમની અજ્ઞાનતા સામે લડવા નીકળ્યો છે, તેને આવી આશ્ચર્યજનક સફળતા પ્રાપ્ત થશે.

આ પછી અલ્લાહે પોતાના પ્રિય પયગંબરને કહ્યું છે કે તમને આ ચિંતા કેવી રીતે થઈ કે અમે તમને છોડી દીધા છે અને અમે તમારાથી નારાજ થઈ ગયા છીએ. અમે તો તમારા જન્મ-દિવસથી જ તમારા ઉપર નિરંતર મહેરબાનીઓ કરતા આવ્યાં છીએ. તમે અનાથ જન્મ્યા હતા, અમે તમારા પાલન પોષણ અને દેખરેખની ઉત્તમ વ્યવસ્થા કરી દીધી. તમે માર્ગથી અજાણ હતા, અમે તમારું માર્ગદર્શન કર્યું. તમે નાદાર હતા, અમે તમને ધનવાન બનાવ્યા. આ બધી વાતો સ્પષ્ટપણે દર્શાવી રહી છે કે તમે આરંભથી જ અમને પ્રિય છો અને અમારી કૃપા અને મહેરબાનીઓ સતત તમારા સાથે છે.

અંતમાં, અલ્લાહે નબી (સલ્લ.)ને બતાવ્યું છે કે જે ઉપકાર અમે તમારા ઉપર કર્યા છે, તેના ઉત્તરમાં જન-સાધારણ સાથે તમારી વર્તણૂક કેવી હોવી જોઈએ અને અમારી નેઅ્મતોનો આભાર તમારે કેવી રીતે વ્યક્ત કરવો જોઈએ.



# (૯૪) અલમ્ નશ્રહ

## પરિચય

**નામ :**

પ્રથમ વાક્યને આ સૂરઃનું નામ ઠેરવવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃનો વિષય સૂરઃ ઝુહા સાથે એટલી બધી સમાનતા ધરાવે છે કે આ બંને સૂરઃઓ લગભગ એક જ સમય-ગાળામાં અને સમાન પરિસ્થિતિઓમાં ઊતરેલી જણાય છે. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) કહે છે કે આ સૂરઃ મક્કામાં 'વઝ્ઝુહા' પછી ઊતરી છે.

**વિષયવસ્તુ :**

આ સૂરઃનો હેતુ અને ઉદ્દેશ્ય પણ હઝરત મુહમ્મદ (સલ્લ.)ને સાંત્વના આપવાનો છે. નબૂવ્વત (ઈશદૂતત્વ) મળ્યા અગાઉ આપ (સલ્લ.)ને ક્યારેય તે પરિસ્થિતિઓનો સામનો કરવો પડ્યો ન હતો, જેનો સામનો નબૂવ્વત પછી ઈસ્લામના પ્રચારનો આરંભ કરતાં જ અચાનક આપ (સલ્લ.)ને કરવો પડ્યો. આ સ્વયં આપ (સલ્લ.)ના જીવનમાં એક મહાન ક્રાંતિ હતી, જેની કોઈ ધારણા આપને નબૂવ્વત પહેલા ન હતી. ઈસ્લામનો પ્રચાર આપ (સલ્લ.)એ જેવો શરૂ કર્યો કે જોત-જોતામાં તે જ સમાજ આપનો શત્રુ બની ગયો, જેમાં આપ પહેલાં ખૂબ જ આદરપૂર્વક જોવામાં આવતા હતા. તે જ સંબંધીઓ, મિત્રો, કબીલાના લોકો અને મહોલ્લાવાસીઓ આપને ગાળો આપવા લાગ્યા, જે પહેલા આપનો ખૂબ આદર કરતા હતા. મક્કામાં આપ (સલ્લ.)ની વાત સાંભળવા માટે કોઈ તૈયાર ન હતું. રસ્તામાં જતા-આવતા આપ (સલ્લ.) ઉપર કટાક્ષ શરૂ થઈ ગયા. ડગલે ને પગલે આપ (સલ્લ.) સામે મુશ્કેલીઓ જ મુશ્કેલીઓ હતી. જો કે ધીરે-ધીરે આપને આ જ પરિસ્થિતિઓ નહીં, પરંતુ આનાથી પણ અનેકગણી મુશ્કેલ પરિસ્થિતિનો સામનો કરવાની ટેવ પડી ગઈ. તેમ છતાંય, આરંભિક કાળ આપ (સલ્લ.) માટે ઘણો હતાશ કરી દે તેવો હતો. તેથી જ આપ (સલ્લ.)ને સાંત્વના આપવા માટે પ્રથમ સૂરઃ ઝુહા ઉતારવામાં આવી, ત્યાર પછી આ સૂરઃનું અવતરણ થયું.

આમાં અલ્લાહે સૌપ્રથમ આપ (સલ્લ.)ને જણાવ્યું કે અમે આપને ત્રણ મોટી નેઅ્મતો (કૃપાઓ) પ્રદાન કરી છે જેમની મોજૂદગીમાં આપને હતાશ થવાની કોઈ જરૂર નથી. એક 'શર્હેસદ્ર' (પૂર્ણ આત્મ-વિશ્વાસ)ની કૃપા, બીજી કૃપા એ કે આપ (સલ્લ.) ઉપરથી અમે તે ભારે બોજ ઉતારી દીધો, જે નબૂવ્વત પહેલાં આપ (સલ્લ.) માટે અસહ્ય હતો. ત્રીજી કૃપા 'રફ્-એ-ઝિક્ર' (નામના

અને ખ્યાતિનો બહોળો પ્રસાર)ની છે, જે આપ (સલ્લ.) કરતાં વધુ તો દૂરની વાત, આપ (સલ્લ.) જેટલી પણ કોઈ બંદાને આપવામાં આવી નથી. આગળ આવતા વિવરણમાં અમે તે સ્પષ્ટતા કરી છે કે આ ત્રણે કૃપાઓનો અર્થ શું છે અને તે કેટલી મોટી કૃપાઓ છે.

તે પછી સૃષ્ટિનો પાલનહાર પોતાના બંદા અને રસૂલ (સલ્લ.)ને એ સાંત્વના આપે છે કે તકલીફોનો આ સમય, જેનો આપને સામનો કરવો પડી રહ્યો છે, વધુ લાંબો ટકે એમ નથી. પરંતુ આ તંગીની સાથોસાથ સમૃદ્ધિનો જમાનો પણ તરત આવી જ રહ્યો છે. આ તે જ વાત છે, જે સૂરઃ ઝુહામાં આવી રીતે ફરમાવવામાં આવી હતી કે આપ (સલ્લ.) માટે દરેક પછીનો કાળ અગાઉના કાળ કરતાં સારો હશે અને ટૂંક સમયમાં જ આપ (સલ્લ.)નો રબ આપ (સલ્લ.)ને એટલું બધું આપશે કે તેનાથી આપ (સલ્લ.) ખુશ થઈ જશો.

અંતમાં આપ (સલ્લ.)ને માર્ગદર્શન આપ્યું છે કે આરંભકાળની મુશ્કેલીઓનો સામનો કરવાની શક્તિ આપને એક જ વસ્તુ વડે પેદા થશે, અને તે એ છે કે જ્યારે આપ (સલ્લ.) પોતાના કામકાજમાંથી નિવૃત્ત થાઓ, ત્યારે ઈબાદતના શ્રમ અને રિયાઝમાં લાગી જાઓ અને દરેક વસ્તુ ઉપરથી ધ્યાન હટાવીને પોતાના રબ તરફ ધ્યાન લગાવો. આ તે જ માર્ગદર્શન છે જે વધુ વિસ્તારપૂર્વક આપ (સલ્લ.)ને સૂરઃ મુઝ્ઝમ્મિલની આયત-૧ થી ૯માં આપવામાં આવ્યું છે.



## (૯૩) સૂરઃ અઝ્-ઝુહા

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૧૧)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. સોગંદ છે પ્રકાશિત દિવસના
૨. અને રાતના જ્યારે તે શાંતિની સાથે છવાઈ જાય,
૩. (હે પયગંબર !) તમારા રબે તમને કદાપિ નથી છોડ્યા અને ન તે નારાજ થયો.
૪. અને નિશ્ચિતપણે તમારા માટે પછીનો સમય પહેલાંના સમય કરતાં વધુ સારો છે,
૫. અને ટૂંક સમયમાં તમારો રબ તમને એટલું આપશે કે તમે ખુશ થઈ જશો.
૬. શું તેણે તમને અનાથ ન જોયા અને પછી ઠેકાણું ઉપલબ્ધ કરાવ્યું ?
૭. અને તમને રસ્તાથી અજાણ જોયા અને પછી માર્ગદર્શન પ્રદાન કર્યું.
૮. અને તમને નિર્ધન જોયા અને પછી ધનવાન બનાવી દીધા.
૯. તેથી તમે અનાથ સાથે કઠોર વ્યવહાર ન કરો,
૧૦. અને માગવાવાળાને ન ધુત્કારો,
૧૧. અને પોતાના રબ (પ્રભુ)ની કૃપાને પ્રગટ કરો. (રુકૂઅ-૧)

## (૯૪) સૂરઃ અલમ નશ્રહ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૮)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. (હે પયગંબર !) શું અમે તમારી છાતી તમારા માટે ખોલી ન દીધી ?
૨. અને તમારા ઉપરથી તે ભારે બોજ ઉતારી દીધો
૩. જે તમારી કેડ ભાંગી નાખી રહ્યો હતો.
૪. અને તમારા માટે તમારી ચર્ચાની ખ્યાતિ ફેલાવી.
૫. તો હકીકત એ છે કે તંગીની સાથે વિપુલતા અને સમૃદ્ધિ પણ છે.
૬. નિઃસંદેહ તંગીની સાથે વિપુલતા અને સમૃદ્ધિ પણ છે.
૭. તેથી જ્યારે તમે નિવૃત્ત થાઓ ત્યારે બંદગીના શ્રમમાં લાગી જાઓ
૮. અને પોતાના રબ (પ્રભુ) તરફ જ પ્રવૃત્ત થાઓ. (રુકૂઅ-૧)

# (૯૫) અત્-તીન

## પરિચય

**નામ :**

પહેલા જ શબ્દ ''અત્-તીન''ને આ સૂરઃનું નામ અપાયું છે.

**ઉતરાણકાળ :**

કતાદા કહે છે કે આ સૂરઃ મદીનામાં ઊતરેલી છે. ઇબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા બે કથનો નોંધવામાં આવ્યા છે. એક એ કે આ સૂરઃ મક્કામાં ઊતરી છે અને બીજું એ કે તેનું ઉતરાણ મદીનામાં થયું છે. પરંતુ મોટા ભાગના આલિમો—વિદ્વાનો આને મક્કામાં જ ઊતરેલી કહે છે અને તેના મક્કામાં ઊતરેલી હોવાની સ્પષ્ટ નિશાની એ છે કે આમાં મક્કા નગર માટે 'હાઝલ્ બલદિલ્ અમીન' (આ શાંતિમય શહેર)ના શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યા છે. ઉપરાંત, સૂરઃના વિષય ઉપર વિચાર કરવાથી એવું લાગે છે કે આ મક્કાના પણ આરંભિક કાળમાં ઊતરેલી સૂરઃઓમાંથી છે, કારણ કે આમાં કોઈ ચિહ્ન તે વાતનું નથી મળતું કે આના ઉતરાણ વખતે કુફ્ર (અસત્ય) અને ઇસ્લામ વચ્ચે સંઘર્ષ શરૂ થઈ ગયો હતો અને આમાં મક્કા-કાળમાં ઊતરેલી સૂરઃઓ જેવી જ વર્ણન-શૈલી જોવામાં આવે છે, જેમાં તદ્દન ટૂંકમાં અને હૃદયમાં વસી જાય એવી રીતે લોકોને સમજાવવામાં આવ્યા છે કે આખિરત (પરલોક)ના વળતર અને સજા તદ્દન આવશ્યક અને ઉચિત છે.

**વિષયવસ્તુ :**

આ સૂરઃનો વિષય ઇનામ અને સજાનું સમર્થન છે. આ હેતુ માટે સૌપ્રથમ પ્રતિષ્ઠિત પયગંબરોની જન્મભૂમિઓના સોગંદ લઈને ફરમાવવામાં આવ્યું છે કે અલ્લાહે માનવીને શ્રેષ્ઠ બંધારણ સાથે બનાવ્યો છે, જો કે આ જ હકીકત કુર્આનેમજીદમાં બીજા સ્થળોએ વિવિધ રીતે વર્ણવવામાં આવી છે. ઉદાહરણાર્થ, ક્યાંક કહ્યું છે કે મનુષ્યને અલ્લાહે ધરતી ઉપર પોતાનો 'ખલીફા' (નાયબ, પ્રતિનિધિ) બનાવ્યો અને ફરિશ્તાઓને તેના આગળ સજદો કરવાનો આદેશ કર્યો. (બકરહ આ.૩૦-૩૪, અન્આમ આ.૧૬, આ'રાફ આ.૧૧, હિજ્ર આ.૨૮-૨૯, નમ્લ આ.૬૨, સૉદ આ.૭૧,૭૩) ક્યાંક કહ્યું કે મનુષ્યએ અલ્લાહની તે અમાનત (દાયિત્વ) ઉપાડી છે, જેને ઉપાડવાની શક્તિ ધરતી, આકાશ અને પર્વતોમાં પણ ન હતી. (અહ્ઝાબ આ.૭૨) ક્યાંક ફરમાવ્યું કે અમે આદમની સંતાનને પ્રતિષ્ઠા આપી અને પોતાની બીજી ઘણી મખલૂક (સર્જનો) ઉપર શ્રેષ્ઠતા આપી. (બની ઇસરાઈલ આ.૭૦) પરંતુ અહીં વિશેષ રૂપે પયગંબરોની જન્મભૂમિઓના સોગંદ લઈને એ ફરમાવવું કે માણસ શ્રેષ્ઠ



બંધારણ સાથે પેદા કરવામાં આવ્યો છે, એ અર્થ ધરાવે છે કે માનવ-જાતને એટલું તો ઉત્તમ બંધારણ આપવામાં આવ્યું છે કે તેનામાં નબૂવ્વત (ઈશદૂતત્વ) જેવા સૌથી ઉચ્ચ હોદ્દાને ઉપાડનારા લોકો પેદા થયા, જેના કરતાં ઉચ્ચ હોદ્દો અલ્લાહની કોઈ મખલૂક (સર્જન)ના ભાગ્યમાં નથી આવ્યો.

તે પછી એ બતાવવામાં આવ્યું છે કે મનુષ્યોના બે પ્રકાર છે : એક એ, જે આ ઉત્તમ બંધારણ સાથે પેદા થયા પછી બૂરાઈ તરફ વળે છે અને નૈતિક અધઃપતનની ખાઈમાં ગબડતા-ગબડતા તે અધોબિંદુએ પહોંચી જાય છે, જેનાથી વધુ નીચ બીજી કોઈ મખલૂક નથી હોતી. બીજો એ, જે ઈમાન અને સદાચરણનો માર્ગ અપનાવીને આ બંને પતનથી બચી જાય છે અને તે ઉચ્ચ સ્થાનો ઉપર મક્કમ રહે છે, જે તેના ઉત્તમ બંધારણ સાથે પેદા થવાનો અનિવાર્ય તકાદો છે. માનવ-જાતમાં આ બંને પ્રકારના લોકોનું હોવું એક એવી વાસ્તવિકતા છે, જેનો ઇન્કાર કરી શકાતો નથી, કારણ કે તેના સાક્ષાત પુરાવા માનવ-સમાજમાં દરેક જગ્યાએ અને દરેક સમયે મળી રહ્યાં છે.

અંતમાં તે હકીકત દ્વારા એ દલીલ કરવામાં આવી છે કે જ્યારે મનુષ્યોમાં આ બે જુદા-જુદા અને એક-બીજાથી તદ્દન ભિન્ન પ્રકારો જોવા મળે છે, ત્યારે કાર્યોના જે-તે વળતરનો કેવી રીતે ઇન્કાર થઈ શકે છે. જો પતન પામેલા લોકોને કોઈ શિક્ષા અને ઊંચાઈ ઉપર ચઢનારને કોઈ વળતર ન મળે અને બંનેના કાર્ય-પરિણામો સમાન હોય તો તેનો એ અર્થ થાય છે કે અલ્લાહને ત્યાં કોઈ ન્યાય છે જ નહીં. જો કે માનવ-પ્રકૃતિ અને સામાન્ય બુદ્ધિ બંનેનો તકાદો એ છે કે જે કોઈ વ્યક્તિ આજ્ઞા આપતી હોય તે ન્યાય કરે. તો પછી એ કેવી રીતે કલ્પી શકાય કે મહાન અલ્લાહ, જે બધા જ સત્તાધીશોમાં સૌથી મોટો સત્તાધીશ છે, ન્યાય નહીં તોળે.

# (૯૫) સૂરઃ અત્-તીન

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૮)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. સોગંદ છે અંજીર અને જેતૂનના

૨. અને તૂર સીના (સીના પર્વત)ના

૩. અને આ શાંતિપૂર્ણ શહેર (મક્કા)ના,

૪. અમે મનુષ્યને સર્વોત્તમ બંધારણ સાથે પેદા કર્યો,

૫. પછી અમે તેને પાછો ફેરવી સૌ અધમોમાં અધમ બનાવી દીધો,

૬. તે લોકો સિવાય જેઓ ઈમાન લાવ્યા અને સત્કર્મો કરતા રહ્યા કે તેમના માટે કદી સમાપ્ત ન થાય તેવો બદલો છે.

૭. તો (હે પયગંબર !) આના પછી કોણ ઈનામ અને સજા વિષે તમને ખોટા ઠેરવી શકે છે ?

૮. શું અલ્લાહ સૌ હાકેમોથી મોટો હાકેમ નથી ? (રુકૂઅ-૧)



# (૯૬) અલ-અલક

## પરિચય

**નામ :**

બીજી આયતના શબ્દ 'અલક'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃના બે ભાગ છે : પહેલો ભાગ 'ઈકરા'થી શરૂ થઈને પાંચમી આયતના શબ્દો 'માલમ યઅ્લમ' ઉપર સમાપ્ત થાય છે અને બીજો ભાગ 'કલ્લા ઈન્નલ્ ઈન્સાન લયત્ગા'થી શરૂ થઈને સૂરઃના અંત સુધીનો છે. પહેલા ભાગ વિષે ઉમ્મતના વિદ્વાનોનો એક મોટો વર્ગ તે અંગે સહમત છે કે આ સૌથી પહેલી વહ્ય છે, જે પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.) ઉપર અવતરિત થઈ. આ બાબતમાં હઝરત આયશા (રદિ.)ની તે હદીસની, જેને ઈમામ અહમદ, બુખારી, મુસ્લિમ અને બીજા હદીસવેત્તાઓએ અનેક પ્રમાણો સહિત નોંધી છે — ગણના સૌથી સાચી હદીસોમાં થાય છે અને તેમાં હઝરત આયશા (રદિ.)એ સ્વયં આપ (સલ્લ.) પાસેથી સાંભળીને વહ્યના આરંભનો સંપૂર્ણ કિસ્સો વર્ણવ્યો છે. આ ઉપરાંત ઈબ્ને અબ્બાસ (રદિ.), અબૂ મૂસા અશ્અરી (રદિ.) અને સહાબા (રદિ.)ઓના એક વર્ગના હવાલાથી પણ એ વાત નોંધવામાં આવી છે કે કુર્આનની સૌથી પહેલી આયત, જે આપ (સલ્લ.) ઉપર અવતરિત થઈ, તે આ જ હતી. બીજો ભાગ તે વખતે ઊતર્યો, જ્યારે અલ્લાહના રસૂલ (સલ્લ.)એ હરમ (કા'બા)માં નમાઝ પઢવી શરૂ કરી અને અબૂ જહલે આપ (સલ્લ.)ને ધાકધમકી દ્વારા આમ કરતાં રોકવાની કોશિશ કરી.

**વહ્યનો આરંભ :**

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે હુઝૂર (સલ્લ.) ઉપર વહ્યનો આરંભ સાચા (અને કેટલીક નોંધોમાં છે સારા) સ્વપ્નોના રૂપમાં થયો. આપ (સલ્લ.) જે સ્વપ્ન જોતા તે એવું હોતું, જાણે આપ દિવસના પ્રકાશમાં જોઈ રહ્યા હોય. પછી તો આપ એકાંતપ્રિય બની ગયા અને કેટ-કેટલીય રાત્રિઓ અને દિવસો સુધી હિરાની ગુફામાં રહીને ઈબાદત કરવા લાગ્યા. (હઝરત આયશા (રદિ.)એ 'તહન્નુસ' શબ્દ વાપર્યો છે, જેની સમજૂતી ઈમામ ઝુહરીએ 'તઅબ્બુદ' આપી છે. આ કોઈ એક પ્રકારની ઈબાદત હતી, જે આપ (સલ્લ.) કરતા હતા, કારણ કે તે સમયે હજુ અલ્લાહ તરફથી આપને ઈબાદતની પદ્ધતિ બતાવવામાં આવી ન હતી.) એક દિવસ જ્યારે આપ (સલ્લ.) હિરાની ગુફામાં હતા, અચાનક આપ (સલ્લ.) ઉપર વહ્ય ઊતરી, અને ફરિશ્તાએ આવી કહ્યું, 'વાંચો'. આ પછી હઝરત આયશા (રદિ.) સ્વયં રસૂલુલ્લાહ (સલ્લ.)નું આ

કથન નોંધે છે કે મેં કહ્યું, ''હું તો ભણેલો નથી.'' તે સાથે જ ફરિશ્તાએ મને પકડીને ભીંસી દીધો. અહીં સુધી કે મારી સહનશક્તિ સમાપ્ત થવા માંડી. પછી એણે મને છોડી દીધો અને કહ્યું, ''વાંચો''. મેં ફરી વાર કહ્યું, ''હું તો ભણેલો નથી.'' તેણે મને ત્રીજીવાર ફરી ભીંસી દીધો, ત્યાં સુધી કે મારી સહનશક્તિ સમાપ્ત થવા માંડી. પછી તેણે મને છોડી દીધો. આવું ત્રણ વખત થયું. ત્રીજી વખત જ્યારે ફરિશ્તાએ મને છોડી દીધો અને કહ્યું, ''ઇકરા બિસ્મિરબ્બિકલ્લઝી ખલક'' (વાંચો પોતાના રબના નામ સાથે જેણે પેદા કર્યા) અને પછી છેક ''માલમ્ યઅ્લમ'' (જેને તે જાણતો ન હતો) સુધી પહોંચી ગયો. હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે તે પછી અલ્લાહના રસૂલ (સલ્લ.) ધ્રુજતા-ધ્રુજતા ત્યાંથી પાછા ફર્યા અને હઝરત ખદીજા (રદિ.) પાસે જઈને કહ્યું, ''મને ઓઢાડો, મને ઓઢાડો.'' અને ફરમાવ્યું, ''હે ખદીજા ! આ મને શું થઈ ગયું છે.'' પછી સમગ્ર વાત આપ (સલ્લ.)એ તેમને સંભળાવી અને કહ્યું, ''મને મારા જીવનું જોખમ લાગે છે.'' તેમણે કહ્યું, ''કદાપિ નહીં, આપ (સલ્લ.) ખુશ થઈ જાઓ. અલ્લાહના સોગંદ ! આપને અલ્લાહ કદી બદનામ નહીં કરે, આપ (સલ્લ.) સગા-સંબંધીઓ સાથે સદ્‌વર્તન કરો છો, સાચું બોલો છો, (એક કથનમાં એ ઉમેરો છે કે અમાનતો ચૂકવી આપો છો), નિઃસહાય લોકોનો બોજ ઉપાડો છો, દરિદ્રોને કમાવી આપો છો, અતિથિનું સન્માન કરો છો અને સત્કર્મોમાં સહાયરૂપ થાઓ છો.'' પછી તેઓ હુઝૂર (સલ્લ.)ને સાથે લઈને વરકા બિન નૌફલ પાસે ગયા, જે તેમના પિતરાઈ ભાઈ હતા અને અજ્ઞાનતા-કાળમાં ખ્રિસ્તી બની ગયા હતા. તેઓ અરબી અને હિબ્રુ ભાષામાં બાઈબલ લખતા હતા અને ખૂબ વૃદ્ધ અને અંધ થઈ ગયા હતા. હઝરત ખદીજા (રદિ.)એ તેમને કહ્યું, ''ભાઈ, તમારા ભત્રીજાનો કિસ્સો સાંભળો.'' વરકાએ આપ (સલ્લ.)ને કહ્યું, ''ભત્રીજા ! તમને શું દેખાયું ?'' હઝરત મુહમ્મદ (સલ્લ.)એ જે કંઈ જોયું હતું તેનું વર્ણન કર્યું. વરકાએ કહ્યું, ''આ તે જ નામૂસ (વહ્ય લાવનાર ફરિશ્તો) છે, જેને અલ્લાહે મૂસા (અલૈ.) ઉપર ઉતાર્યો હતો, કદાચ હું આપ (સલ્લ.)ના નબૂવ્વતના કાળમાં સશક્ત યુવાન હોત, કદાચ હું તે વખત સુધી જીવતો રહું જ્યારે આપ (સલ્લ.)ની કોમ આપને બહાર કાઢશે !'' રસૂલુલ્લાહ (સલ્લ.)એ પૂછ્યું, ''શું આ લોકો મને કાઢી મૂકશે ?'' વરકાએ કહ્યું, ''હા, કદી એવું નથી બન્યું કે કોઈ માણસ તે વસ્તુ લઈને આવ્યો હોય, જે આપ (સલ્લ.) લાવ્યા છો અને તેના સાથે દુશ્મની કરવામાં ન આવી હોય. જો હું આપના તે જમાના સુધી જીવતો રહીશ, તો હું આપને મદદ કરીશ.'' તે પછી વધુ સમય વીત્યો ન હતો કે વરકાનું અવસાન થઈ ગયું.

આ કિસ્સો સ્વયં બતાવી રહ્યો છે કે ફરિશ્તાના આગમનના એક ક્ષણ



પહેલાં સુધી અલ્લાહના રસૂલ (સલ્લ.) તે વાતથી તદ્દન અજાણ હતા કે આપ (સલ્લ.)ને નબી–પયગંબર બનાવવામાં આવનાર છે. આ વસ્તુ માટે ઇચ્છુક હોવું કે અપેક્ષા રાખવી તો દૂર રહ્યું, આપ (સલ્લ.)ની કલ્પનામાં પણ તે વાત ન હતી કે આવી કોઈ ઘટના આપ (સલ્લ.) સાથે બનશે. વહ્યનું અવતરણ અને ફરિશ્તાનું આવી રીતે સામે આવવું, આપ (સલ્લ.) માટે એક અકસ્માત હતો, જેની પ્રથમ અસર આપ (સલ્લ.) ઉપર એ જ પડી, જે એક અજાણ્યા માણસ સાથે આવો મોટો અકસ્માત થયા પછી સ્વાભાવિક રીતે પડી શકે છે. આ જ કારણ છે કે જ્યારે આપ (સલ્લ.) ઇસ્લામના આમંત્રણ અને પ્રચાર સાથે ઊભા થયા, ત્યારે મક્કાના લોકોએ આપ (સલ્લ.) સામે જાત-જાતના વાંધાઓ ઊભા કર્યા, પરંતુ તેમનામાંથી કોઈએ પણ એમ ન કહ્યું કે અમને તો શરૂથી જ આ ભય હતો કે આપ (સલ્લ.) કોઈ દાવો કરવાના છો, કારણ કે આપ (સલ્લ.) કેટલાક સમયથી નબી બનવા માટેની તૈયારીઓ કરી રહ્યા હતા.

**બીજા ભાગનું ઉતરાણ :**

આ સૂરઃનો બીજો ભાગ તે સમયે અવતર્યો, જ્યારે અલ્લાહના રસૂલ (સલ્લ.)એ હરમ–કા'બામાં ઇસ્લામી પદ્ધતિ અનુસાર નમાઝ પઢવી શરૂ કરી અને અબૂ જહલે આપ (સલ્લ.)ને ધાકધમકીથી એમ કરતા રોકવાની કોશિશ કરી. એવું જણાય છે કે નબી થયા પછી, ઇસ્લામના પ્રચારની જાહેરમાં શરૂઆત પહેલાં આપ (સલ્લ.) તે પદ્ધતિથી નમાઝ પઢવી શરૂ કરી દીધી હતી, જે અલ્લાહે તેમને શીખવી હતી. આ સંબંધમાં અનેક હદીસો હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) અને હઝરત અબૂ હુરૈરહ (રદિ.)ના હવાલાથી નોંધવામાં આવી છે, જેમાં અબૂ જહલના આ મૂર્ખામીભર્યા વર્તનનું વર્ણન કરવામાં આવ્યું છે.

હઝરત અબૂ હુરૈરહ (રદિ.) નું કથન છે કે અબૂ જહલે કુરૈશના લોકોને પૂછ્યું, ''શું મુહમ્મદ (સલ્લ.) તમારા સામે જમીન ઉપર પોતાનું મોઢું ટેકવે છે ?'' લોકોએ કહ્યું, ''હા.'' તેણે કહ્યું, ''લાત અને ઉઝ્ઝાના સોગંદ ! જો મેં તેમને આવી રીતે નમાઝ પઢતા જોઈ લીધા, તો તેમની ડોક ઉપર પગ મૂકી દઈશ અને તેમનો ચહેરો જમીન ઉપર રગદોળી નાખીશ.'' પછી બન્યું એવું કે આપ (સલ્લ.)ને નમાઝ પઢતા જોઈને તે આગળ વધ્યો, જેથી આપ (સલ્લ.)ની ડોક ઉપર પગ મૂકે, પરંતુ અચાનક લોકોએ જોયું કે તે પાછળ ખસી રહ્યો છે અને પોતાનું મુખ કોઈ વસ્તુથી બચાવવા પ્રયત્ન કરી રહ્યો છે. તેને પૂછવામાં આવ્યું કે આ તને શું થઈ ગયું ? તેણે કહ્યું કે મારા અને તેમના વચ્ચે એક અગ્નિકુંડ અને એક ભયાનક વસ્તુ હતી અને કેટલીક પાંખો હતી. આપ (સલ્લ.)એ ફરમાવ્યું કે જો તે મારા પાસે ફરક્યો હોત તો ફરિશ્તાઓ તેનાં ચીંથરા ઉડાવી દેતા.

(અહમદ, મુસ્લિમ, નસાઈ, ઇબ્ને જરીર, ઇબ્ને અબી હાતિમ, ઇબ્નુલ મુન્ઝિર, ઇબ્ને મરદૂયા, અબૂ નુઐમ અસ્ફહાની, બયહકી).

ઇબ્ને અબ્બાસ (રદિ.)નું એક બીજું કથન છે કે અલ્લાહના રસૂલ (સલ્લ.) મકામે ઇબ્રાહીમ (કા'બામાં તે સ્થળ જયાં હઝરત ઇબ્રાહીમ અલૈ. નમાઝ પઢતા હતા) ઉપર નમાઝ પઢી રહ્યા હતા. અબૂ જહલ ત્યાંથી પસાર થયો ત્યારે તેણે કહ્યું, ''હે મુહમ્મદ (સલ્લ.) ! મેં તમને આની મનાઈ કરી ન હતી ?'' અને તેણે આપ (સલ્લ.)ને ધમકીઓ આપવા માંડી. ઉત્તરમાં રસૂલુલ્લાહ (સલ્લ.)એ તેને સખત રીતે ધુત્કારી કાઢ્યો, એટલે તેણે કહ્યું કે, હે મુહમ્મદ (સલ્લ.) ! તમે કયા આધારે મને બીવડાવો છો ? અલ્લાહના સોગંદ ! આ ખીણમાં મારા ટેકેદારો સૌથી વધુ છે. (અહમદ, તિરમિઝી, નસાઈ).

આ પ્રસંગો ઉપર જ આ સૂરઃનો તે ભાગ ઊતર્યો જે 'કલ્લા ઇન્નલ્ ઇન્સાન લયતગા' (કદાપિ નહીં, મનુષ્ય વિદ્રોહ કરે છે)થી શરૂ થાય છે. સ્વાભાવિક રીતે જ આ ભાગનું સ્થાન તે જ હોવું જોઈતું હતું, જે કુર્આનની આ સૂરઃમાં રાખવામાં આવ્યું છે, કારણ કે પ્રથમ વહ્ય ઊતર્યા પછી ઇસ્લામની પ્રથમ અભિવ્યક્તિ હુઝૂર (સલ્લ.)એ નમાઝ વડે જ કરી હતી અને કાફિરો (સત્યનો ઇન્કાર કરનારા) સાથે અથડામણનો આરંભ પણ આ જ બનાવથી થયો હતો.



# (૯૬) સૂરઃ અલ-અલક

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૧ ● આયતો : ૧૯)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. પઢો (હે પયગંબર !) પોતાના રબ (પ્રભુ)ના નામ સાથે જેણે સર્જન કર્યું,

૨. થીજેલા લોહીના એક લોચાથી મનુષ્યનું સર્જન કર્યું.

૩. પઢો, અને તમારો રબ અત્યંત ઉદાર છે

૪. જેણે કલમ વડે જ્ઞાન શીખવાડ્યું,

૫. મનુષ્યને તે જ્ઞાન આપ્યું જે તે જાણતો ન હતો.

૬. કદાપિ નહીં, મનુષ્ય વિદ્રોહ કરે છે

૭. એ કારણે કે પોતાને નિરપેક્ષ જુએ છે

૮. (જો કે) ચોક્કસપણે પાછા તો તારા રબ તરફ જ ફરવાનું છે.

૯. તમે જોઈ તે વ્યક્તિને જે એક બંદાને રોકે છે

૧૦. જ્યારે તે નમાઝ પઢતો હોય ?

૧૧. તમારો શું ખ્યાલ છે જો (તે બંદો) સન્માર્ગ ઉપર હોય

૧૨. કે પરહેજગારી (સંયમ)નો સદુપદેશ આપતો હોય ?

૧૩. તમારો શું ખ્યાલ છે જો (આ રોકનાર વ્યક્તિ સત્યને) ખોટું ઠેરવતો અને મુખ ફેરવતો હોય ?

૧૪. શું તે નથી જાણતો કે અલ્લાહ જોઈ રહ્યો છે ?

૧૫. કદાપિ નહીં, જો તે અટકશે નહીં તો અમે તેના કપાળના વાળ પકડીને ખેંચીશું,

૧૬. તે કપાળને જે જૂઠું અને સખત પાપી છે.

૧૭. તે બોલાવી લે પોતાના ટેકેદારોની ટોળીને,

૧૮. અમે પણ યાતનાના ફરિશ્તાઓને બોલાવી લઈશું.

૧૯. કદાપિ નહીં, તેની વાત ન માનો અને સિજદો કરો અને (પોતાના રબનું) સામીપ્ય પ્રાપ્ત કરો. (રુકૂઅ-૧)

# (૯૭) અલ-કદ્ર

## પરિચય

**નામ :**

પ્રથમ આયતના શબ્દ 'અલકદ્ર'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃના મક્કા કે મદીનામાં ઊતરી હોવા અંગે મતભેદ છે. અબૂ હૈયાને અલ-બહરૂલ મુહીતમાં એવો દાવો કર્યો છે કે મોટા ભાગના વિદ્વાનોના મતે આ સૂરઃ મદીનામાં ઊતરેલી છે. અલી બિન અહમદુલ વાહિદી પોતાની તફસીર (સમજૂતી)માં કહે છે કે આ પ્રથમ સૂરઃ છે, જે મદીનામાં ઊતરી છે. આના વિરૂદ્ધમાં અલ-માવરદી કહે છે કે મોટા ભાગના વિદ્વાનોના મતે આ સૂરઃ મક્કામાં ઊતરેલી છે અને આ જ વાત ઇમામ સુયૂતીએ ઇત્કાનમાં લખી છે. ઇબ્ને મરદૂયાએ ઇબ્ને અબ્બાસ, ઇબ્નુઝ્ઝુબૈર અને હઝરત આયશા (રદિ.)ના હવાલાથી આ કથન નોંધ્યું છે કે આ સૂરઃ મક્કામાં ઊતરી હતી. સૂરઃના વિષય ઉપર વિચાર કરવાથી પણ એમ લાગે છે કે આ સૂરઃ જરૂર મક્કામાં ઊતરી હોવી જોઈએ, જેમ અમે આગળ સ્પષ્ટ કરીશું.

**વિષયવસ્તુ :**

આનો વિષય લોકોને કુર્આનના મહત્વથી વાકેફ કરવાનો છે. કુર્આનેમજીદના ક્રમમાં આ સૂરઃને સૂરઃ અલક પછી રાખવાનો ઉદ્દેશ્ય એ જણાય છે કે જે પવિત્ર ગ્રંથના અવતરણનો આરંભ સૂરઃ અલકની શરૂઆતની પાંચ આયતોથી થયો હતો, તેના વિષે જ લોકોને આ સૂરઃમાં બતાવવામાં આવ્યું છે કે તે કઈ ભાગ્ય ઘડનારી રાત્રિમાં ઊતર્યું છે, કેવો પ્રતિષ્ઠિત ગ્રંથ છે અને તેનું ઉતરાણ શું અર્થ ધરાવે છે.

સૌપ્રથમ આમાં અલ્લાહે ફરમાવ્યું છે કે અમે આને અવતરિત કર્યો છે અર્થાત્ આ મુહમ્મદ (સલ્લ.)નું પોતાનું લખાણ નથી, પણ તેના અવતરિત કરવાવાળા અમે છીએ.

એ પછી ફરમાવવામાં આવ્યું કે આનું અવતરણ અમારા તરફથી 'શબે કદ્ર'માં થયું છે. 'શબેકદ્ર'ના બે અર્થ છે અને બંને અહીં લેવામાં આવ્યા છે : એક એ કે આ તે રાત્રિ છે, જેમાં તકદીરો (ભાગ્ય)નો નિર્ણય કરી દેવામાં આવે છે. બીજા શબ્દોમાં આ બીજી સામાન્ય રાત્રિઓની જેમ નથી, પણ આ કિસ્મતોને બનાવવા અને બગાડવા માટેની રાત્રિ છે. આમાં એક ગ્રંથનું ઉતરાણ ફક્ત આરબના કુરૈશની નહીં, પણ દુનિયાની તકદીર બદલી નાખશે. આ વાત



સૂરઃ દુખાનમાં ફરમાવવામાં આવી છે. બીજો અર્થ એ છે કે આ મહાન દરજ્જા, સન્માન અને મહાનતા તેમજ પ્રતિષ્ઠાવાળી રાત્રિ છે અને આગળ ઉપર સ્પષ્ટતા કરવામાં આવી છે કે હજારો મહિનાઓથી વધુ ઉત્તમ છે. આના દ્વારા મક્કાના કાફિરોને જાણે ચેતવણી આપવામાં આવી છે કે તમે તમારી મૂર્ખતામાં હઝરત મુહમ્મદ (સલ્લ.) દ્વારા પ્રસ્તુત કરેલા આ ગ્રંથને પોતાના માટે એક મુસીબત સમજી રહ્યાં છો અને વિચારી રહ્યા છો કે આ કઈ બલા અમારા ઉપર આવી છે. વાસ્તવમાં તો જે રાત્રિ આ ગ્રંથના અવતરણ માટે નિર્ધારિત કરવામાં આવી, તે એવી ભલાઈ અને બરકતની રાત્રિ હતી કે કયારેય પણ માનવ-ઇતિહાસના હજારો મહિનાઓમાં માણસની ભલાઈ માટે તે કાર્ય થયું ન હતું, જે આ રાત્રિમાં પૂરૂં કરવામાં આવ્યું.

અંતમાં બતાવવામાં આવ્યું છે કે આ રાત્રિમાં ફરિશ્તાઓ અને જિબ્રઈલ (અલૈ.) પોતાના પાલનહારની આજ્ઞાથી દરેક હુકમ લઈને ઊતરે છે (જેને સૂરઃ દુખાન, આ. ૪માં 'અમ્રે-હકીમ' કહેવામાં આવ્યું છે) અને તે સાંજથી સવાર સુધી સદંતર સલામતી અને શાંતિની રાત્રિ હોય છે, અર્થાત્ આમાં બૂરાઈની કોઈ દખલ હોતી નથી, કારણ કે અલ્લાહના સર્વ નિર્ણયો છેવટે તો ભલાઈ માટે જ હોય છે. તેમાં કોઈ ખરાબ હેતુ હોતો નથી, અહીં સુધી કે પ્રજાનો વિનાશ કરવાનો નિર્ણય લેવામાં આવે તો પણ સારા માટે જ લેવાય છે, ખરાબ માટે નહીં.

# (૯૭) સૂરઃ અલ-કદ્ર

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૫)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અમે આ (કુર્આન)ને કદ્રની રાત્રિમાં અવતરિત કર્યું છે.

૨. અને તમે શું જાણો કે કદ્રની રાત્રિ શું છે?

૩ કદ્રની રાત્રિ હજાર મહિનાઓ કરતાં વધુ સારી છે.

૪. ફરિશ્તાઓ અને રૂહ તેમાં પોતાના રબ (પ્રભુ)ની મંજૂરીથી પ્રત્યેક આદેશ લઈને ઉતરે છે.

૫. તે રાત્રિ પૂર્ણતઃ સલામતી છે, પરોઢના ઉદય સુધી. (રુકૂઅ-૧)



# (૯૮) અલ-બૈયિનહ

## પરિચય

**નામ :**

પહેલી આયતના શબ્દ 'અલ બૈયિનહ'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃના મક્કા કે મદીનામાં ઊતરી હોવા અંગે પણ મતભેદ છે. કેટલાક વિવરણકર્તાઓ કહે છે કે બહુમતિ ઉલમા (વિદ્વાનો)ના મતે આ મક્કામાં ઊતરેલી સૂરઃ છે. જ્યારે બીજા કેટલાક વિવરણકર્તાઓ કહે છે કે બહુમતિના મત મુજબ આ મદીનામાં ઊતરેલી સૂરઃ છે. ઇબ્નુઝ્ઝુબૈર અને અતા બિન યસારનું કથન છે કે આ મદની છે. ઇબ્ને અબ્બાસ અને કતાદાના બે કથન નોંધવામાં આવ્યા છે : એક એ કે તે મક્કામાં ઊતરી છે અને બીજું એ કે તે મદીનામાં ઊતરેલી સૂરઃ છે. હઝરત આયશા (રદિ.) આને મક્કામાં ઊતરેલી સૂરઃ ગણાવે છે. બહરુલ મુહીતના કર્તા અબૂ હૈયાન અને અહ્કામુલ કુર્આનના કર્તા અબ્દુલ મુન્ઇમ ઇબ્નલ ફરસ આ સૂરઃના મક્કી હોવાને જ પસંદગી આપે છે. હવે જ્યાં સુધી આના વિષયને લાગે વળગે છે, ત્યાં તેમાં એવા કોઈ ચિહ્નો દેખાતા નથી, જે તેના મક્કા કે મદીનામાં ઊતરેલી હોવા તરફ નિર્દેશ કરતા હોય.

**વિષયવસ્તુ :**

કુર્આનેમજીદના અનુક્રમમાં સૂરઃ અલક અને સૂરઃ કદ્ર પછી આ સૂરઃને રાખવી અર્થસભર છે. સૂરઃ અલકમાં પ્રથમ વહ્ય નોંધવામાં આવી છે. સૂરઃ કદ્રમાં બતાવવામાં આવ્યું છે કે તે ક્યારે ઊતરી અને આ સૂરઃમાં બતાવવામાં આવ્યું છે કે આ પવિત્ર ગ્રંથ સાથે એક રસૂલ–ઈશદૂત મોકલવાનું શા માટે આવશ્યક હતું.

સૌપ્રથમ રસૂલ મોકલવાની જરૂરિયાત વર્ણવવામાં આવી છે અને તે એ કે દુનિયાના લોકો પછી તેઓ અહ્લે કિતાબ (અન્ય અવકાશી ગ્રંથો ધરાવનાર) હોય કે શિર્ક (અનેકેશ્વરવાદ) કરનારા, જેઓ કુફ્રની સ્થિતિમાં હતા, તેમાંથી તેમનું બહાર નીકળવું તે વિના શક્ય ન હતું કે એક રસૂલ એવો મોકલવામાં આવે, જેનું પોતાનું અસ્તિત્વ, જે તેની રિસાલત (ઈશદૂતત્વ)નો સ્પષ્ટ પુરાવો હોય અને તે લોકો સમક્ષ અલ્લાહના ગ્રંથને તેના મૂળ અને સાચા સ્વરૂપમાં પ્રસ્તુત કરે, જે અસત્યની તે તમામ ભેળસેળથી મુક્ત હોય, જેના વડે અગાઉના આકાશી ગ્રંથો અભડાવવામાં આવ્યા છે, અને તદ્દન સાચા અને ખરા શિક્ષણ ઉપર આધારિત હોય.

આ પછી અહલે કિતાબની પથભ્રષ્ટતાઓ વિષે સ્પષ્ટતા કરવામાં આવી છે કે આ વિભિન્ન માર્ગોમાં તેમના ભટકી જવાનું કારણ એ ન હતું કે અલ્લાહે તેમને કોઈ પણ જાતનું માર્ગદર્શન આપ્યું ન હતું, પરંતુ તે લોકો તો સન્માર્ગનું સ્પષ્ટ વર્ણન તેમના પાસે આવી ગયા પછી પથભ્રષ્ટ થઈ ગયા. આના ઉપરથી સ્વયં એ તારણ નીકળે છે કે પોતાની પથભ્રષ્ટતાઓ માટે તેઓ પોતે જ જવાબદાર છે અને હવે ફરીથી અલ્લાહના રસૂલ દ્વારા સ્પષ્ટ વર્ણન આવી ગયા પછી પણ જો તેઓ ભટકતા જ રહેશે તો તેમની જવાબદારી ઓર વધી જશે.

આ જ સંબંધમાં એ બતાવવામાં આવ્યું છે કે અલ્લાહ તરફથી જે પયગંબરો આવ્યા હતા, તેમણે એ સિવાય બીજો કોઈ આદેશ આપ્યો ન હતો કે બધા માર્ગો ત્યજીને માત્ર અલ્લાહની બંદગીનો માર્ગ અપનાવે, બીજા કોઈની ઈબાદત અને બંદગી, અનુકરણ અને પૂજા આની સાથે ભેળવવામાં ન આવે. આ જ એક સત્ય-ધર્મ હંમેશાથી રહ્યો છે. આના ઉપરથી પણ આપોઆપ એ તારણ નીકળે છે કે અહલે કિતાબે આ મૂળ દીનથી ચલિત થઈને પોત-પોતાના ધર્મોમાં જે નવી-નવી વાતોનો વધારો કર્યો છે, તે તમામ ખોટી છે અને અલ્લાહનો આ રસૂલ જે હવે આવ્યો છે, તે જ મૂળ દીન તરફ પાછા વળવા માટે આમંત્રણ આપી રહ્યો છે.

અંતમાં સ્પષ્ટપણે કહેવામાં આવ્યું છે કે જે અહલે કિતાબ અને શિર્ક કરનારા આ રસૂલને સ્વીકારવાની ના પાડશે તેઓ સૌથી દુષ્ટ છે. તેમની સજા સ્થાયી દોજખ (નર્ક) છે અને જે લોકો ઈમાન લાવીને સત્કર્મોનો રસ્તો અપનાવી લેશે અને દુનિયામાં અલ્લાહનો ભય રાખીને જીવન વીતાવશે, તેઓ સૌથી શ્રેષ્ઠ છે. તેમનું વળતર એ છે કે તેઓ સદૈવ જન્નત (સ્વર્ગ)માં રહેશે. અલ્લાહ તેમનાથી પ્રસન્ન થયો અને તેઓ અલ્લાહથી ખુશ થઈ ગયા.



# (૯૮) સૂરઃ અલ-બૈયિનહ

(મદીનામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૮)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. ગ્રંથવાળાઓ અને મુશ્‌રિકોમાંથી (અનેકેશ્વરવાદીઓમાંથી) જે લોકો કાફિર (ઇન્કાર કરનારા) હતા (તેઓ પોતાના ઇન્કારથી) અટકવાના ન હતા જ્યાં સુધી તેમના પાસે સ્પષ્ટ પ્રમાણ ન આવી જાય,

૨. (અર્થાત્) અલ્લાહ તરફથી એક રસૂલ જે પવિત્ર પુસ્તિકાઓ વાંચી સંભળાવે,

૩. જેમાં તદ્દન સત્ય અને ખરા લખાણો અંકિત હોય.

૪. અગાઉ જે લોકોને ગ્રંથ આપવામાં આવ્યો હતો તેમના વચ્ચે વિભાજન ન થયું, પરંતુ ત્યારપછી જ જ્યારે કે તેમના પાસે (સન્માર્ગનું) સ્પષ્ટ વર્ણન આવી ચૂક્યું હતું.

૫. અને તેમને એના સિવાય કોઈ આદેશ આપવામાં આવ્યો ન હતો કે અલ્લાહની બંદગી કરે, પોતાના દીન (ધર્મ)ને તેના માટે જ વિશુદ્ધ કરીને, તદ્દન એકાગ્ર થઈને, અને નમાઝ કાયમ કરે અને ઝકાત આપે. આ જ તદ્દન સાચો અને દુરસ્ત દીન (ધર્મ) છે.

૬. ગ્રંથવાળાઓ અને મુશ્‌રિકોમાંથી જે લોકોએ કુફ્ર (ઇન્કાર) કર્યું છે તેઓ નિશ્ચિતપણે જહન્નમ (નર્ક)ની આગમાં જશે અને હંમેશાં તેમાં રહેશે, આ લોકો તમામ સર્જનોમાં સૌથી દુષ્ટ છે.

૭. જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે સત્કર્મો કર્યા, તેઓ ચોક્કસપણે સર્જનોમાં સૌથી શ્રેષ્ઠ છે.

૮. તેમનો બદલો તેમના રબને ત્યાં હંમેશ માટે રહેવાની જન્નતો છે જેમના નીચે નહેરો વહી રહી હશે, તેઓ તેમાં હંમેશાં રહેશે. અલ્લાહ તેમનાથી પ્રસન્ન થયો અને તેઓ અલ્લાહથી પ્રસન્ન થયા. આ બધું છે તે મનુષ્ય માટે જેણે પોતાના રબનો ભય રાખ્યો હોય. (રુકૂઅ-૧)

# (૯૯) અઝ્-ઝિલઝાલ

## પરિચય

**નામ :**

પહેલી આયતના શબ્દ 'ઝિલ્ઝાલહા' ઉપરથી આ સૂરઃનું નામ લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃના મક્કા કે મદીનામાં ઊતરી હોવા અંગે મતભેદ છે. ઇબ્ને મસઊદ (રદિ.), અતા, જાબિર અને મુજાહિદ કહે છે કે આ મક્કામાં ઊતરેલી સૂરઃ છે અને ઇબ્ને અબ્બાસ (રદિ.) પણ આનું સમર્થન કરે છે. આના વિરૂદ્ધમાં કતાદા અને મુકાતિલ કહે છે કે આ સૂરઃ મદીનામાં ઊતરી છે અને ઇબ્ને અબ્બાસ (રદિ.)ના હવાલાથી બીજું કથન આ સૂરઃ મદીનામાં ઊતરી હોવાના સમર્થનમાં નોંધવામાં આવ્યું છે. આ સૂરઃ મદીનામાં ઊતરી હોવા વિષે અબૂ સઈદ ખુદરી (રદિ.)ની તે નોંધનો પુરાવો રજૂ કરવામાં આવે છે જે ઇબ્ને અબી હાતિમે તેમની પાસેથી નોંધી છે કે જ્યારે આ આયત ઉતરી કે ''ફમૈંય્યઅ્મલ મિસ્કાલ ઝર્રતિન ખૈરૈંય્યરહ વ મૈંય્યઅ્મલ મિસ્કાલ ઝર્રતિન શર્રૈય્યરહ'' ત્યારે મેં નમ્રતાપૂર્વક પૂછયું, ''હે અલ્લાહના રસૂલ (સલ્લ.) ! શું હું મારા કર્મો જોવાનો છું ?'' હુઝૂર (સલ્લ.)એ કહ્યું, ''હા''. મેં આગળ પૂછયું, ''અને શું આ મોટા ગુનાહો ?'' આપ (સલ્લ.) એ કહ્યું, 'હા.' મેં પૂછયું, 'અને શું આ નાના-નાના ગુનાહો પણ ?' હુઝૂર (સલ્લ.)એ ફરમાવ્યું, 'હા'' 'આ સાંભળી મેં કહ્યું, 'તો પછી હું તો માર્યો જ જવાનો છું. હુઝૂર (સલ્લ.)એ ફરમાવ્યું, ''ખુશ થાઓ, હે અબૂ સઈદ ! કારણ કે દરેક સત્કર્મ પોતાના જેવા દસ સત્કર્મો બરાબર હશે.' આ હદીસ પરથી આ સૂરઃના મદીનામાં ઊતરી હોવા માટે દલીલનો આધાર છે કે હઝરત અબૂ સઈદ ખુદરી મદીનાના રહેવાસી હતા અને ઉહદના યુદ્ધ પછી પુખ્ત-વયે પહોંચ્યા હતા. એટલા માટે જો આ સૂરઃ તેમની હાજરીમાં ઊતરી હતી, તો તેમના વર્ણનથી સ્પષ્ટ થાય છે કે આ સૂરઃ મદીનામાં ઊતરી હોવી જોઈએ. પરંતુ સહાબીઓ (રદિ.) અને તાબેઈનની જે પદ્ધતિ આયતો અને સૂર:ઓનો ઉતરાણકાળ નક્કી કરવા માટે હતી, તેની સમજૂતી આ પહેલાં અમે સૂરઃ દહ્રની પ્રસ્તાવનામાં આપી ગયા છીએ. એટલે કોઈ સહાબીનું એમ કહેવું કે આ આયત અમુક પ્રસંગે ઊતરી છે, તે વાતનો અંતિમ પુરાવો હોઈ શકે નહીં કે તેનું ઉતરાણ તે જ સમયે થયું હતું. સંભવ છે કે હઝરત અબૂ સઈદ પુખ્ત-વયે પહોંચ્યા ત્યારે હુઝૂર (સલ્લ.)ના મુખે આ સૂરઃ પહેલી જ વાર સાંભળી હોય. તે વખતે આના અંતિમ ભાગથી ભયગ્રસ્ત થઈને તેમણે આપ (સલ્લ.)ને



પ્રશ્નો પૂછયા હોય, જે ઉપર નોંધવામાં આવ્યા છે અને આ સમગ્ર બીનાને તેમણે એ રીતે વર્ણવી હોય કે જ્યારે આયત ઊતરી ત્યારે મેં હુઝૂર (સલ્લ.)ને આમ કહ્યું. જો આ કથન આપણી સમક્ષ ન હોય તો કુર્આનને સમજીને વાંચનાર દરેક માણસ એમ અનુભવશે કે આ સૂરઃ મક્કાના આરંભિક કાળમાં ઊતરી હશે. એટલું જ નહીં પરંતુ તેના વિષય અને વર્ણનશૈલી ઉપરથી તો તેને એમ લાગશે કે આ મક્કાના પણ તે આરંભિક-કાળમાં ઊતરી છે, જ્યારે અત્યંત સંક્ષિપ્ત અને હૃદયસ્પર્શી શૈલીમાં ઈસ્લામના પાયાની ધારણાઓ લોકો સમક્ષ પ્રસ્તુત કરવામાં આવી રહી હતી.

**વિષયવસ્તુ :**

આ સૂરઃનો વિષય પરલોકનું જીવન અને તેમાં તે બધાં જ કાળા કૃત્યોનું માણસ સમક્ષ આવી જવું છે, જે તેણે દુનિયામાં કર્યા હતા. સૌપ્રથમ ત્રણ ટૂંકા વાક્યોમાં એ બતાવવામાં આવ્યું છે કે મૃત્યુ પછીનું બીજું જીવન કેવી રીતે અસ્તિત્વમાં આવશે અને તે માણસ માટે કેવું અકળામણ ઉપજાવનારૂં હશે. પછીના બે વાક્યોમાં બતાવવામાં આવ્યું છે કે આ જ ધરતી જેના ઉપર રહીને માણસે નિશ્ચિતપણે દરેક જાતના કર્મો કર્યા છે અને જેના વિષે તેની કલ્પનામાં પણ આ વાત આવી ન હતી કે આ નિર્જીવ વસ્તુઓ કોઈ સમયે તેના કર્મોની સાક્ષી પૂરશે, તે દિવસે તેઓ અલ્લાહના આદેશ મુજબ બોલવા લાગશે અને એક-એક માણસ માટે તે નિવેદન કરશે કે કયા વખતે, કયાં, તેણે શું-શું કાર્યો કર્યા હતા. આ પછી કહેવામાં આવ્યું છે કે તે દિવસે ધરતીના ખૂણે-ખૂણેથી માણસો ટોળાબદ્ધ પોતાની કબરોમાંથી નીકળી આવશે, જેથી તેમના કર્મો તેમને દેખાડી દેવામાં આવે અને કર્મોની આ રજૂઆત એટલી સંપૂર્ણ અને વિગતવાર હશે કે અંશ માત્ર સદાચાર કે દુરાચાર પણ એવો રહી નહીં જાય, જે તેના સામે ન આવી જાય.

# (૧૦૦) અલ-આદિયાત

## પરિચય

**નામ :**

પહેલાં જ શબ્દ 'અલ-આદિયાત'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃના મક્કી કે મદની હોવા અંગે મતભેદ છે. હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ, જાબિર, હસન બસરી, ઇકરમહ અને અતા કહે છે કે તે મક્કામાં ઊતરી છે અને હઝરત ઇબ્ને અબ્બાસના બે કથનો નોંધવામાં આવ્યા છે, એક એ કે આ સૂરઃ મક્કામાં ઊતરી છે અને બીજુ એ કે આ મદીનામાં ઊતરી છે. પરંતુ આ સૂરઃના વિષય અને વર્ણન શૈલી સ્પષ્ટ દર્શાવે છે કે આ મક્કામાં ઊતરી છે, એટલું જ નહીં પરંતુ મક્કાના પણ આરંભિક કાળમાં ઊતરી છે.

**વિષયવસ્તુ :**

આનો હેતુ લોકોને એ સમજાવવાનો છે કે મનુષ્ય આખિરત (પરલોક)નો ઇન્કાર કરીને કે તેનાથી બેદરકાર રહીને કેવા નૈતિક પતનનો ભોગ બને છે અને સાથે જ લોકોને એ વાતથી ચેતવવાના પણ છે કે આખિરતમાં ફક્ત તેમના બાહ્ય કર્મો જ નહીં, પરંતુ તેમના હૃદયોમાં છૂપાયેલા રહસ્યો સુદ્ધાંની તપાસ થશે.

આ સંબંધમાં આરબ પ્રદેશમાં વ્યાપક બનેલી તે સામાન્ય અશાંતિને દલીલ તરીકે પ્રસ્તુત કરવામાં આવી છે, જેનાથી આખો દેશ તંગ આવી ગયો હતો. ચારે બાજુ મારધાડ ચાલુ હતી, લૂંટફાટ સામાન્ય હતી, કબીલાઓ ઉપર બીજા કબીલાઓ છાપાઓ મારતા હતા અને કોઈ પણ માણસ શાંતિથી રાત્રિ પસાર કરી શકતો ન હતો, કારણ કે દરેક પળે તેને એ ભય રહેતો હતો કે ક્યારે, ક્યો દુશ્મન સવાર પડતાં તૂટી પડશે. આ પરિસ્થિતિને બધા જ આરબો જાણતા હતા અને તેમાં રહેલી બૂરાઈને અનુભવતા હતા. જો કે લૂંટારો આવું કરીને આનંદ મેળવતો, જ્યારે લૂંટાનાર વ્યક્તિ માતમ કરતો. પરંતુ જ્યારે કોઈ લૂંટારાને લૂંટાવું પડતું ત્યારે તે પણ એવું જ અનુભવતો હતો કે આ કેવા ખરાબ સંજોગોમાં આજે લોકો ફસાયેલા છે. આ પરિસ્થિતિ તરફ નિર્દેશ કરીને બતાવવામાં આવ્યું છે કે મૃત્યુ પછીના બીજા જીવન અને તેમાં અલ્લાહ સમક્ષ જવાબ આપવાનો છે તેનાથી અજાણ બનીને મનુષ્ય પોતાના રબનો અપકારી થઈ ગયો છે, તે અલ્લાહની આપેલી શક્તિઓનો ઉપયોગ જુલ્મ, અત્યાચાર અને લૂંટફાટની પ્રવૃતિઓમાં કરી રહ્યો છે, તે ધન-સંપત્તિના પ્રેમમાં આંધળો બનીને ગમે તે



રીતે તેને પ્રાપ્ત કરવા પ્રયત્નો કરે છે, પછી તે રીત ભલે તદ્દન અશુદ્ધ અને ધૃણાસ્પદ હોય અને તેની પોતાની સ્થિતિ એ વાત માટે સાક્ષી પૂરે છે કે તે પોતાના રબની આપેલી શક્તિઓનો દુરૂપયોગ કરીને અલ્લાહનો અપકારી બની રહ્યો છે. તેની વર્તણૂક કદાપિ આવી ન હોત, જો તે એ સમય વિષે જાણતો હોત, જ્યારે કબરમાંથી જીવતા થઈને ઊઠવું પડશે, અને જ્યારે તે ઇરાદાઓ અને હેતુઓ સુદ્ધાં હૃદયોમાંથી કાઢીને સામે મૂકી દેવામાં આવશે, જેની પ્રેરણા હેઠળ તેણે દુનિયામાં જાત-જાતના કાર્યો કર્યા હતા. તે વખતે માનવીનો રબ સારી રીતે જાણતો હશે કે કોણ શું કરીને આવ્યો છે અને કોના સાથે કેવું વર્તન કરવું જોઈએ.

## (૯૯) સૂરઃ અઝ્-ઝિલઝાલ

(મદીનામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૮)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. જ્યારે ધરતી તેની સંપૂર્ણ તીવ્રતાથી હલાવી નાખવામાં આવશે,
૨. અને ધરતી પોતાની ભીતરના બધા બોજાઓ કાઢીને બહાર નાખી દેશે,
૩. અને મનુષ્ય કહેશે કે તેને આ શું થઈ રહ્યું છે ?
૪. તે દિવસે તે પોતાના (ઉપર વીતેલા) વૃત્તાંતોનું વર્ણન કરશે,
૫. કેમ કે તારા રબે (પ્રભુએ) તેને (આવું કરવાનો) આદેશ આપ્યો હશે.
૬. તે દિવસે લોકો જુદી-જુદી દશામાં પાછા ફરશે જેથી તેમને તેમના કર્મો બતાવવામાં આવે.
૭. પછી જેણે રજભાર ભલાઈ કરી હશે તે તેને જોઈ લેશે,
૮. અને જેણે રજભાર બૂરાઈ કરી હશે તે તેને જોઈ લેશે. (રુકૂઅ-૧)

## (૧૦૦) સૂરઃ અલ-આદિયાત

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૧૧)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. સોગંદ છે તે (ઘોડાઓ)ના જે હૂંફાડા મારતા દોડે છે,
૨. (પછી પોતાની ટાપોથી) ચિંગારીઓ ખેરવે છે,
૩. પછી વહેલી સવારે છાપો મારે છે,
૪. પછી તે વખતે ધૂળની ડમરીઓ ઉડાવે છે,
૫. પછી આ જ સ્થિતિમાં કોઈ ટોળામાં જઈ ઘૂસે છે.
૬. હકીકત એ છે કે મનુષ્ય પોતાના રબ (પ્રભુ)નો ખૂબ અપકારી છે,
૭. અને તે સ્વયં આના ઉપર સાક્ષી છે,
૮. અને તે ધન-દોલતના પ્રેમમાં ખરાબ રીતે ગ્રસ્ત છે.
૯. તો શું તે સમયને તે નથી જાણતો જ્યારે કબરોમાં જે કંઈ (દટાયેલું) છે તે કાઢી લેવામાં આવશે,
૧૦. અને હૃદયોમાં જે કાંઈ (છૂપાયેલું) છે તેને બહાર કાઢીને તેની તપાસ કરવામાં આવશે ?
૧૧. ચોક્કસપણે તેમનો રબ તે દિવસે તેમનાથી સારી રીતે વાકેફ હશે. (રુકૂઅ-૧)



# (૧૦૧) અલ-કારિઅહ

## પરિચય

**નામ :**

પહેલા શબ્દ 'અલ-કારિઆ'ને આ સૂરઃનું નામ અપાયું છે. આ ફક્ત નામ જ નથી, પરંતુ સૂરઃના વિષયનું શીર્ષક પણ છે, કારણ કે અહીં બધું વર્ણન કયામત (મહાપ્રલય પછી પુનર્જીવન)નું જ છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃના મક્કામાં અવતરણ થયું હોવા અંગે સહેજે મતભેદ નથી, એટલું જ નહીં, તેના વિષય ઉપરથી જણાય છે કે આ મક્કાના પણ આરંભિક કાળમાં ઊતરેલી સૂરઃઓમાંથી છે.

**વિષયવસ્તુ :**

આ સૂરઃનો વિષય છે કયામત અને આખિરત (પરલોક). સૌપ્રથમ લોકોને એમ કહી ચોંકાવવામાં આવ્યા છે કે 'મહાન દુર્ઘટના ! શું છે તે મહાન દુર્ઘટના ? તમે શું જાણો કે તે મહાન દુર્ઘટના શું છે ?' આવી રીતે શ્રોતાઓને કોઈ ભયંકર ઘટનાના સમાચાર સાંભળવા માટે તૈયાર કરી દીધા પછી બે વાક્યોમાં તેમના સમક્ષ કયામતનું ચિત્ર રજૂ કરવામાં આવ્યું છે કે તે દિવસે ગભરાટની સ્થિતિમાં લોકો એવી રીતે નાસ-ભાગ કરતા હશે, જેવી રીતે પ્રકાશ પાસે આવતા પતંગિયા વિખરાયેલા હોય છે, અને પર્વતોની હાલત એવી હશે કે તેઓ પોતાની જગ્યાથી ઉખડી જશે, તેમના બંધનો તૂટી જશે અને તેઓ પીંજાયેલા ઊનની જેમ બની જશે. પછી એ બતાવવામાં આવ્યું છે કે આખિરતમાં જ્યારે લોકોનો હિસાબ-કિતાબ કરવા માટે અલ્લાહની અદાલત ઊભી કરવામાં આવશે, ત્યારે તેમાં ન્યાય એ આધારે થશે કે કયા મનુષ્યના સત્કર્મો તેના દુષ્કર્મો કરતાં વધુ વજનદાર અને કોના સત્કર્મોનું વજન તેના દુષ્કર્મોના વજનના પ્રમાણમાં ઓછું છે. પહેલા પ્રકારના લોકોને તે મનપસંદ જીવન મળશે, જેનાથી તેઓ ખુશ થઈ જશે અને બીજા પ્રકારના લોકોને તે ઊંડી ખાઈમાં ફેંકી દેવામાં આવશે, જે આગથી ભરેલી હશે.

# (૧૦૨) અત્-તકાસુર

## પરિચય

**નામ :**

પહેલી આયતના શબ્દ 'અત્-તકાસુર'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

અબૂ હૈયાન અને શૌકાની કહે છે કે આ સૂરઃ તમામ વિવરણકર્તાઓ નજીક મક્કામાં અવતરિત થયેલી છે અને ઇમામ સુયૂતીનું કથન છે કે સૌથી પ્રસિધ્ધ વાત એ છે કે આ મક્કામાં ઊતરી છે, પરંતુ કેટલીક રિવાયતો એવી છે જેના આધારે આને મદીનામાં ઊતરેલી બતાવાઈ છે અને તે આ છે. અમારા નજીક માત્ર એટલું જ નહીં કે આ મક્કામાં ઉતરેલી સૂરઃ છે, બલ્કે તેના વિષય અને વર્ણનશૈલી દર્શાવી રહ્યા છે કે આ મક્કાના આરંભિક કાળમાં ઊતરેલી સૂરઃઓમાંથી છે.

**વિષયવસ્તુ :**

આ સૂરઃમાં લોકોને દુનિયાપરસ્તીના તે ખરાબ પરિણામોથી સચેત કરવામાં આવ્યા છે, જેના કારણે તેઓ છેલ્લા શ્વાસ સુધી વધુને વધુ ધન-દોલત, દુન્યવી લાભો અને લિજ્જતો, હોદ્દો અને સત્તા મેળવવા તથા તેમાં એક-બીજાથી આગળ વધી જવા અને આ જ વસ્તુઓની પ્રાપ્તિ ઉપર ગર્વ અનુભવતા રહે છે અને આ એક જ ચિંતાએ તેમને એટલી હદે ગ્રસ્ત કરી રાખ્યા છે કે તેમને આનાથી વધુ ઉત્તમ કોઈ પણ વસ્તુ તરફ ધ્યાન આપવાના હોશકોશ નથી. આના દુષ્પરિણામથી સાવધાન કર્યા પછી લોકોને એ બતાવવામાં આવ્યું છે કે આ નેઅ્મતો—કૃપાઓ, જેમને તમે અહીં નિશ્ચિતપણે એકઠી કરી રહ્યાં છો કેવળ નેઅ્મતો જ નથી, પરંતુ તમારી પરીક્ષા માટેના સાધનો પણ છે. આમાંથી દરેક નેઅ્મત વિષે તમને આખિરત (પરલોક)માં જવાબ આપવો પડશે.



# (૧૦૧) સૂરઃ અલ-કારિઅહ

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૧ ● આયતો : ૧૧)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. મહાન દુર્ઘટના !
૨. શું છે તે મહાન દુર્ઘટના ?
૩. તમે શું જાણો કે તે મહાન દુર્ઘટના શું છે ?
૪. તે દિવસ જ્યારે લોકો વિખરાયેલા પતંગિયા જેવા
૫. અને પર્વતો પીંજાયેલા રંગબેરંગી ઊન જેવા હશે.
૬. પછી જેના પલ્લાં ભારે હશે
૭. તે મનપસંદ એશઆરામમાં હશે,
૮. અને જેના પલ્લાં હલકાં હશે
૯. તેનું ઠેકાણું ઊંડી ખાઈ હશે.
૧૦. અને તમને શું ખબર કે તે શું વસ્તુ છે ?
૧૧. ભડકે બળતી આગ ! (રુકૂઅ-૧)

# (૧૦૨) સૂરઃ અત્-તકાસુર

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૧ ● આયતો : ૮)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. તમને વધુને વધુ અને એક-બીજાથી વધીને દુનિયા પ્રાપ્ત કરવાની ધુને ગફલતમાં નાખી રાખ્યા છે
૨. ત્યાં સુધી કે (આ જ ચિંતામાં) તમે કબરોના કિનારા સુધી પહોંચી જાઓ છો.
૩. કદાપિ નહીં, ટૂંક સમયમાં તમને ખબર પડી જશે.
૪. પછી (સાંભળી લો કે) કદાપિ નહીં, ટૂંક સમયમાં તમને ખબર પડી જશે.
૫. કદાપિ નહીં, જો તમે વિશ્વસનીય જ્ઞાનના રૂપે (આ વર્તનના પરિણામને) જાણતા હોત (તો તમારૂં આ વર્તન ન હોત).
૬. તમે જહન્નમ (નર્ક) જોઈને રહેશો,
૭. પછી (સાંભળી લો કે) તમે વિશ્વાસના સાથે તેને જોઈ લેશો.
૮. પછી જરૂર તે દિવસે તમારા પાસેથી આ કૃપાઓ વિષે જવાબ માગવામાં આવશે. (રુકૂઅ-૧)

# (૧૦૩) અલ-અસ્ર

## પરિચય

**નામ :**

પહેલી આયતના શબ્દ 'અલ્ અસ્ર'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

જો કે મુજાહિદ, કતાદા અને મુકાતિલે આ સૂરઃને મદીનામાં અવતરિત થયેલ ગણાવી છે, પરંતુ વિવરણકર્તાઓની મોટી બહુમતિ આ સૂરઃને મક્કામાં ઊતરેલી ઠેરવે છે અને આ સૂરઃનો વિષય પણ એ પુરવાર કરે છે કે આ મક્કાના આરંભિક કાળમાં ઊતરી હશે, જયારે ઇસ્લામનું શિક્ષણ તદ્દન ટૂંકા અને સરળતાથી સમજમાં આવી જાય તેવા વાક્યોમાં આપવામાં આવતું હતું, જેથી સાંભળનાર એક વખત સાંભળીને ભૂલવા ચાહે તો પણ ન ભૂલી શકે, અને તે આપોઆપ લોકોની જીભે ચઢી જાય.

**વિષયવસ્તુ :**

આ સૂરઃ અર્થ-સભરતા અને સંક્ષિપ્તતાનું એક અનુપમ ઉદાહરણ છે. આમાં સાદા અને સંક્ષિપ્ત શબ્દોમાં અર્થોનું એક વિશ્વ મૂકી દેવામાં આવ્યું છે. જો તેને પૂરેપૂરો ન્યાય આપવો હોય તો તેને વર્ણવવાનું કામ એક સંપૂર્ણ પુસ્તકમાં પણ મુશ્કેલ બને. અહીં તદ્દન સ્પષ્ટ શબ્દોમાં એ બતાવી દેવામાં આવ્યું છે કે વ્યક્તિ માટે 'ફલાહ' (સફળતા)નો માર્ગ કયો છે અને તેના વિનાશ અને બરબાદીનો માર્ગ કયો. ઇમામ શાફઈએ તદ્દન ખરું કહ્યું છે કે જો લોકો આ સૂરઃ ઉપર વિચાર કરે તો આ જ તેમના માર્ગદર્શન માટે પૂરતી છે. આદરણીય સહાબીઓ (રદી.) સમક્ષ આ સૂરઃનું મહત્ત્વ શું હતું, તેનો અંદાજ એ વાત ઉપરથી કરી શકાય છે કે હઝરત અબ્દુલ્લાહ બિન હિસ્નુદ્દારિમી અબૂ મદીનાની નોંધ અનુસાર પયગંબર (સલ્લ.)ના સહાબીઓ (રદિ.)માંથી કોઈ બે જણા એક-બીજાને મળતા ત્યારે જયાં સુધી એકબીજાને આ 'સૂરઃ અસ્ર' સંભળાવી ન લેતા, ત્યાં સુધી વિખૂટા પડતા ન હતા. (તબરાની)



# (૧૦૪) અલ-હુમઝહ

## પરિચય

**નામ :**

પહેલી જ આયતના શબ્દ 'હુમઝહ'ને આ સૂરઃનુ નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃના મક્કામાં ઊતરી હોવા અંગે તમામ વિવરણકર્તાઓ સંમત છે તેમજ આ સૂરઃના વિષય અને વર્ણનશૈલી ઉપર વિચાર કરતાં જણાય છે કે આ પણ મક્કાના આરંભિક કાળમાં ઊતરેલી સૂરઃઓમાંથી છે.

**વિષયવસ્તુ :**

આ સૂરઃમાં તે કેટલીક નૈતિક બૂરાઈઓને વખોડવામાં આવી છે, જે અજ્ઞાનકાળમાં પૈસાના પૂજારી ધનવાનોમાં જોવામાં આવતી હતી, જેમને દરેક આરબ જાણતો હતો કે આ દૂષણો વાસ્તવમાં તેમના સમાજમાં અસ્તિત્વ ધરાવે છે અને જેમને બધા જ લોકો ખરાબ માનતા હતા અને કોઈ પણ એમ માનતો ન હતો કે આ કોઈ સારા લક્ષણો છે. આ ધૃણાસ્પદ ચરિત્રને પ્રસ્તુત કરીને બતાવવામાં આવ્યું છે કે આખિરત (પરલોક)માં તે લોકોનો અંત કેવો હશે જેમનું ચરિત્ર આવું છે. આ બંને વાતો (એટલે કે એક બાજુ આ ચરિત્ર અને બીજી બાજુ આખિરતમાં તેનો આ અંજામ) એવી શૈલીમાં વર્ણવવામાં આવી છે જેનાથી શ્રોતાનું મન પોતે એ નિર્ણય કરી લે કે આવા ચરિત્રનો અંત આ જ આવવો જોઈએ અને દુનિયામાં આ પ્રકારનું ચરિત્ર ધરાવતા લોકોને કોઈ સજા થતી નથી, એટલા માટે તથા દુનિયામાં તો તેઓ વધુને વધુ સમૃદ્ધ થતા જાય છે, એટલા માટે આખિરતનું અસ્તિત્વમાં આવવું તદ્દન અનિવાર્ય છે.

આ સૂરઃને જો તે સૂરઃઓ સાથે સાંકળીને જોવામાં આવે, જે સૂરઃ ઝિલ્ઝાલથી અહીં સુધી આવે છે, તો વ્યક્તિ સરળતાથી સમજી શકે છે કે મહાન મક્કાના આરંભિક કાળમાં કેવી રીતે ઇસ્લામની ધારણાઓ અને શ્રદ્ધાઓ તથા નૈતિક શિક્ષણ લોકોના મગજમાં ઉતારવામાં આવ્યા હતા.

# (૧૦૫) અલ-ફીલ

## પરિચય

**નામ :**

આ સૂરઃનું નામ પહેલી જ આયતના શબ્દ 'અસ્હાબિલફીલ' ઉપરથી લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃ મક્કામાં અવતરિત થવા અંગે સર્વસંમતિ છે અને તેની ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિ દૃષ્ટિ સમક્ષ રાખી જોવામાં આવે તો એવું લાગે છે કે આ સૂરઃનું અવતરણ મહાન મક્કાના પણ આરંભિક કાળમાં થયું છે.

**પશ્ચાદ્‌ભૂમિકા :**

આ અગાઉ સૂરઃ અલ-બુરૂજના હાંસિયા-૪ માં અમે વર્ણવી ગયા છીએ કે નજરાનમાં યમનના યહૂદી શાસક ઝૂનુવાસે મસીહ (અલૈ.)ના અનુયાયીઓ ઉપર જે અત્યાચાર ગુજાર્યા હતા, તેનું વેર વાળવા હબ્શાના ખ્રિસ્તી રાજ્યે યમન ઉપર હુમલો કરીને હિમેરઈ શાસનને સમાપ્ત કરી દીધું હતું અને ઈ.સ. પરપમાં આ સમગ્ર વિસ્તાર ઉપર હબ્શાનું (ઈથોપીયન શાસન) રાજ્ય સ્થાપાઈ ચૂક્યું હતું. આ સમગ્ર કાર્યવાહી વાસ્તવમાં કોન્સટન્ટીનોપલના રોમન શાસન અને હબ્શાના શાસનના પરસ્પરના સહકારથી થઈ હતી. આ બધું માત્ર ધાર્મિક ભાવના હેઠળ થયું ન હતું, બલ્કે તેના પાછળ આર્થિક અને રાજકીય હિતો પણ કામ કરી રહ્યા હતા, બલ્કે સંભવતઃ આ જ તેનો મુખ્ય આશય હતો અને ખ્રિસ્તીઓના મઝલૂમોના લોહીનો બદલો તો માત્ર એક બહાનાથી વધું કંઈ ન હતું. રોમન શાસને જ્યારથી ઈજિપ્ત અને સીરિયા ઉપર કબ્જો કર્યો હતો, ત્યારથી જ તેની એ કોશિશ હતી કે પૂર્વ આફ્રિકા, ભારત, ઈન્ડોનેશિયા વગેરે દેશો અને રોમના કબ્જા હેઠળના પ્રદેશો વચ્ચે જે વેપાર ઉપર આરબોએ સદીઓથી કબ્જો જમાવી રાખ્યો હતો, તેને આરબોના કબ્જામાંથી મુક્ત કરાવીને તેઓ સ્વયં તેના ઉપર કબ્જો કરી લે. આ હેતુસર ઈ.સ. પૂર્વે ૨૪ કે ૨૫માં કૈસર ઑગસ્ટસે એક મોટું સૈન્ય રોમન જનરલ એલિયસ ગાલૂસ (Alieus Gallus)ની આગેવાની હેઠળ આરબ પ્રદેશના પશ્ચિમી તટ ઉપર ઉતારી દીધું હતું, જેથી તે સમુદ્રી માર્ગ ઉપર તે કબ્જો મેળવી લે, જે દક્ષિણ આરબ પ્રદેશથી સીરિયા તરફ જતો હતો. પરંતુ આરબ પ્રદેશના કઠિન ભૌગોલિક સંજોગોએ આ આક્રમણને નિષ્ફળ બનાવી દીધું. તે પછી રોમનો પોતાનું નૌકાદળ રાતા સમુદ્રમાં લઈ આવ્યા અને તેમણે આરબોનો તે વેપાર ખતમ કરી નાખ્યો, જે તેઓ સમુદ્રી માર્ગે કરતા હતા, અને હવે તેમના માટે માત્ર જમીન માર્ગો જ



બાકી રહ્યા. આ જ જમીન માર્ગ ઉપર કબ્જો મેળવવા માટે તેમણે હબ્શાના ખ્રિસ્તી શાસન સાથે ગઠબંધન કર્યું અને નૌકાદળથી તેની મદદ કરીને તેને યમન ઉપર કબ્જો અપાવી દીધો. જ્યાં હબ્શાના બાદશાહ તરફથી 'અબરહા' નામનો એક માણસ સલ્તનતના નાયબ તરીકે નિયુક્ત થયો. યમનમાં સંપૂર્ણપણે પોતાની સત્તા મજબૂત કર્યા પછી અબ્રહાએ તે ઉદ્દેશ્ય માટે કામ શરૂ કરી દીધું, જે આ આક્રમણના આરંભથી રોમન શાસન અને તેના સહયોગી હબશાના ખ્રિસ્તીઓની નજરમાં હતો. અબ્રહાએ આ હેતુસર યમનના પાટનગર સન્આમાં એક ભવ્ય ચર્ચનું નિર્માણ કર્યું, જેનો ઉલ્લેખ આરબ ઈતિહાસકારોએ 'અલ્ કલીસ' અથવા 'અલ્ કુલૈસ' અથવા 'અલ્ કુલ્લૈસ' નામથી કર્યો છે. (આ ગ્રીક શબ્દ Ekklesiaનું અરબી રૂપ છે અને ઉર્દૂ ભાષાનો 'કલીસા' શબ્દ પણ આના ઉપરથી જ બન્યો છે) મુહમ્મદ બિન ઈસ્હાકની નોંધ છે કે આ કામ પૂરું થયા પછી તેણે હબ્શાના બાદશાહને લખ્યું કે હું આરબોની હજ્જ-યાત્રાને 'કા'બા'થી આ ચર્ચ તરફ ફેરવ્યા વગર નહીં રહું. ઈબ્ને કસીરે લખ્યું છે કે તેણે યમનમાં છડેચોક પોતાનો આ ઈરાદો જાહેર કર્યો અને તે માટે જાહેર ઢંઢેરો પણ કરાવી દીધો. તેના આ કૃત્યનો હેતુ અમારા મતે એ હતો કે આમ કરીને તે આરબોને ઉશ્કેરે, જેથી તેઓ કોઈ એવું કૃત્ય કરે જેનાથી તેને મક્કા ઉપર હુમલો કરવા અને કા'બાને ધ્વસ્ત કરવાનું બહાનું મળી જાય. મુહમ્મદ બિન ઈસ્હાકનું કથન છે કે તેની આ ઘોષણા સાંભળીને એક આરબે ક્રોધમાં યેનકેન પ્રકારે આ ચર્ચમાં ઘૂસીને કુદરતી હાજત કરી દીધી. મુકાતિલ બિન સુલૈમાનની નોંધ છે કે કુરૈશના કેટલાક યુવાનોએ જઈને આ ચર્ચમાં આગ લગાડી દીધી હતી. તેમાંથી કોઈ પણ ઘટના બની હોય તો પણ કોઈ આશ્ચર્યની વાત નથી, પરંતુ એ પણ અસંભવ નથી કે અબ્રહાએ પોતે પોતાના કોઈ માણસથી છૂપી રીતે આવું કૃત્ય કરાવ્યું હોય, જેથી તેને મક્કા ઉપર ચઢાઈ કરવાનું બહાનું મળી જાય અને એ રીતે તે કુરૈશીઓને બરબાદ કરીને તમામ આરબોને પોતાના પ્રભાવ હેઠળ લાવીને પોતાના બંને હેતુ સિદ્ધ કરી શકે. આ બંનેમાંથી જે પણ સ્થિતિ હોય, જ્યારે અબ્રહા પાસે આ અહેવાલ પહોંચ્યો કે કા'બાના માનનારાઓએ તેના ચર્ચનું આ અપમાન કર્યું છે, તો તેણે સોગંદ લીધા કે હું ત્યાં સુધી શાંત બેસીશ નહીં, જ્યાં સુધી કા'બાને ધ્વસ્ત ન કરી નાખું.

તે પછી ઈ.સ. ૫૭૦ કે ૫૭૧ માં ૬૦ હજારનું સૈન્ય અને ૧૩ હાથીઓ (બીજી કેટલીક નોંધો અનુસાર ૯ હાથી) લઈને મક્કા તરફ રવાના થયો. રસ્તામાં પહેલાં યમનના એક સરદાર ઝૂનફ્રએ આરબોનું એક લશ્કર ભેગું કરીને તેનો સામનો કર્યો, પરંતુ તે પરાજિત થઈને કેદ પકડાઈ ગયો. પછી ખશ્અમના વિસ્તારમાં એક આરબ સરદાર નુફૈલ બિન હબીબ ખશ્ઉમી પોતાના કબીલાના

માણસોને લઈને મુકાબલા માટે આવ્યો, પરંતુ તે પણ હારીને કેદ પકડાયો અને તેણે પોતાનો જીવ બચાવવા માટે સહયાત્રી-માર્ગદર્શક (ભોમિયો)ની સેવાઓ આપવાનું કબૂલ કરી લીધું. તાઇફ નજીક પહોંચ્યો તો બની સકીફે પણ પોતાનામાં સામનો કરવાની હિંમત ન જોઈને તેનાથી કહ્યું, અમે મક્કાનો માર્ગ દેખાડવા માટે આપને માર્ગ-દર્શક ઉપલબ્ધ કરી આપીએ છીએ. અબ્રહાએ આ વાત સ્વીકારી લીધી અને બની સકીફે અબૂ રિગાલ નામે એક માણસને તેના સાથે કરી દીધો. જ્યારે મક્કા ૩ કોસ (અર્થાત્ ૬ માઈલ) દૂર રહી ગયું અને 'અલમુગમ્મસ' (કે અલમુગમ્મિસ) નામના સ્થળે પહોંચીને અબૂ રિગાલનું મૃત્યુ થઈ ગયું અને આરબો ઘણી મુદ્દત સુધી તેની કબર ઉપર પથ્થરો મારતા રહ્યા.

મુહમ્મદ બિન ઈસ્હાક નોંધે છે કે અલ્ મુગમ્મસથી અબ્રહાએ પોતાની અગ્રહરોળ આગળ વધારી અને તે તિહામાવાળા અને કુરૈશીઓના ઘણાં ઢોર ઉપાડી ગયા, જેમાં અલ્લાહના રસૂલ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના દાદા અબ્દુલ મુત્તલિબના પણ ૨૦૦ ઊંટ હતા. તે પછી તેણે પોતાનો એક દૂત મક્કામાં મોકલ્યો અને તેના સાથે મક્કાવાસીઓને એ સંદેશો પહોંચાડ્યો કે હું તમારા સાથે યુદ્ધ કરવા નથી આવ્યો, પણ આ ઘર (કા'બા)ને ધ્વસ્ત કરવા આવ્યો છું. જો તમે યુદ્ધ નહીં કરો તો હું તમારા જાન-માલને કોઈ હાનિ નહીં પહોંચાડું. ઉપરાંત, તેણે પોતાના દૂતને એવી સૂચના આપી કે મક્કાવાસીઓ જો વાતચીત કરવા માગતા હોય તો તેમના આગેવાનને મારા પાસે લઈ આવજે. મક્કાના સૌથી મોટા આગેવાન તે વખતે અબ્દુલ મુત્તલિબ હતા. દૂતે તેમને મળીને અબ્રહાનો સંદેશો આપ્યો. તેમણે કહ્યું કે અમારામાં અબ્રહાથી લડવાની શક્તિ નથી. આ અલ્લાહનું ઘર છે, તે ઇચ્છશે તો પોતાના ઘરને બચાવી લેશે. દૂતે કહ્યું કે તમે મારા સાથે અબ્રહા પાસે ચાલો. તેઓ એ માટે રાજી થઈ ગયા અને તેના સાથે ચાલી નીકળ્યા. તેઓ એટલા તો પ્રભાવશાળી અને રૂઆબદાર હતા કે તેમને જોઈને અબ્રહા ખૂબ પ્રભાવિત થયો અને પોતાની બેઠક ઉપરથી ઉતરી તેમના પાસે આવીને બેસી ગયો. પછી પૂછયું કે આપની શું ઇચ્છા છે ? તેમણે કહ્યું કે મારા જે ઊંટ પકડી લઈ જવામાં આવ્યા છે, તે મને પરત આપી દેવામાં આવે. અબ્રહાએ કહ્યું કે તમને જોઈને તો હું ખૂબ પ્રભાવિત થયો હતો, પણ તમારી આ વાતે તમને મારી નજરમાંથી ઉતારી દીધા છે કે તમે તમારા ઊંટોની માગણી કરી રહ્યા છો અને આ ઘર, જે તમારા અને તમારા પૂર્વજો ના ધર્મનું કેન્દ્ર-સ્થાન છે, તેના વિષે તમે કંઈ કહેતા નથી. તેમણે કહ્યું, હું તો માત્ર મારા ઊંટોનો માલિક છું અને તેના અંગે જ હું દરખાસ્ત કરી રહ્યો છું. રહ્યું આ ઘર, તો તેનો એક રબ (માલિક) છે, તે એનું રક્ષણ સ્વયં કરશે. અબ્રહાએ જવાબ આપ્યો કે તે એને મારાથી બચાવી નહીં શકે. અબ્દુલ મુત્તલિબે



કહ્યું, તમે જાણો અને તે જાણે. એટલું કહીને તેઓ અબ્રહા પાસેથી ઊઠીને આવી ગયા અને તેણે તેમના ઊંટ પાછા આપી દીધા.

ઇબ્ને અબ્બાસ (રદિ.)નું કથન આનાથી ભિન્ન છે. તેમાં ઊંટોની માગણીનો કોઈ ઉલ્લેખ નથી. આ કથન અનુસાર અબ્દુલ મુત્તલિબ સ્વયં જ તેના પાસે ગયા અને તેને કહ્યું કે તમને અહીં સુધી આવવાની શું જરૂર હતી ? તમને જો કોઈ વસ્તુની જરૂર હતી તો અમને કહેવડાવી દીધું હોત, અમે પોતે લઈને તમારા સમક્ષ ઉપસ્થિત થઈ જતા. તેણે કહ્યું, મેં સાંભળ્યું છે કે આ ઘર શાંતિનુ ઘર છે, હું એની શાંતિ સમાપ્ત કરવા આવ્યો છું. અબ્દુલ મુત્તલિબે કહ્યું કે આ ઘર અલ્લાહનું ઘર છે, આજ સુધી તેણે કોઈને આની ઉપર કબ્જો કરવા દીધો નથી. અબ્રહાએ કહ્યું કે અમે તેને ધ્વંસ કર્યા વિના પાછા જઈશું નહીં. અબ્દુલ મુત્તલિબે કહ્યું, તમે અમારા પાસેથી જે ઇચ્છો તે લઈ લો અને પાછા જતા રહો. પણ અબ્રહાએ ઇન્કાર કરી દીધો અને અબ્દુલ મુત્તલિબને પાછળ મૂકીને પોતાના સૈન્યને આગળ વધવાનો આદેશ આપ્યો.

બંને નોંધોના આ મતભેદને આપણે તેના સ્થાને જ રહેવા દઈએ અને કોઈને કોઈના ઉપર પસંદગી ન આપીએ, તો આમાંથી ગમે તે કંઈ પણ બન્યું હોય, તેમ છતાં પણ એ વાત તદ્દન સ્પષ્ટ છે કે મક્કા અને તેની આસપાસના કબીલાઓ આવા વિશાળ સૈન્ય સામે યુદ્ધ કરીને કા'બાને બચાવવાની શક્તિ ધરાવતા ન હતા. તેથી તે વાત સારી રીતે સમજી શકાય તેમ છે કે કુરૈશે તેની પ્રતિરક્ષા કરવાનો કોઈ પ્રયત્ન ન કર્યો. કુરૈશ તો અહ્ઝાબની લડાઈ વખતે મુશ્રિક અને યહૂદી કબીલાઓને સાથે લઈને વધુમાં વધુ ૧૦ થી ૧૨ હજાર માણસો એકત્ર કરી શકતા હતા. તેઓ ૬૦ હજારના સૈન્યનો મુકાબલો કેવી રીતે કરી શકતા હતા.

મુહમ્મદ બિન ઈસ્હાક વર્ણવે છે કે અબ્રહાના સૈન્યના પડાવ ઉપરથી પાછા આવીને અબ્દુલ મુત્તલિબે કુરૈશીઓને કહ્યું કે પોત-પોતાના કુટુંબોને લઈને પહાડોમાં ચાલ્યાજાય, જેથી તેમની કત્લેઆમ ન થઈ જાય. પછી તેઓ અને કુરૈશના કેટલાક આગેવાનો હરમ (કા'બા)માં ઉપસ્થિત થયા અને કા'બાના દરવાજાની સાંકળ પકડીને તેમણે અલ્લાહથી દુઆઓ કરી કે તે પોતાના ઘર અને તેના સેવકોની રક્ષા કરે. તે વખતે ખાન-એ-કા'બામાં ૩૬૦ મૂર્તિઓ મોજૂદ હતી, પરંતુ આ લોકો તે કટોકટીભરી પળમાં તે સૌને ભૂલી ગયા અને તેમણે માત્ર અલ્લાહ સામે જ મદદ માટે હાથ ફેલાવ્યો. તેમની જે દુઆઓ ઇતિહાસમાં નોંધાઈ છે, તેમાં એક અલ્લાહ સિવાય બીજા કોઈનું નામ સુદ્ધાં જોવા મળતું નથી. ઇબ્ને હિશામે સીરત (પયગંબરના જીવન-ચરિત્ર)માં અબ્દુલ મુત્તલિબની દુઆ-સંબધિત ઘણાં શેરોની નોંધ કરી છે. દુઆઓ કરીને અબ્દુલ મુત્તલિબ

અને તેમના સાથીઓ પણ પહાડોમાં જતા રહ્યા, અને બીજા દિવસે અબ્રહા મક્કામાં દાખલ થવા આગળ વધ્યો, પરંતુ તેનો ખાસ હાથી 'મહમૂદ' જે આગળ-આગળ હતો, અચાનક બેસી ગયો. તેને ઘણી ફરશીઓ મારવામાં આવી, અંકુશ ભોંકવામાં આવ્યા, ત્યાં સુધી કે તેને ઘાયલ કરી નાંખવામાં આવ્યો, પણ તે ન ખસ્યો. તેને દક્ષિણ, ઉત્તર અને પૂર્વ તરફ વાળીને ચલાવવાનો પ્રયત્ન કરવામાં આવતો તો દોડવા માંડતો, પણ મક્કા તરફ તેને વાળવામાં આવતો તો તે તરત બેસી જતો અને કોઈ પણ યત્ને આગળ વધવા તૈયાર ન થતો. એવામાં જ અચાનક પક્ષીઓના ટોળે-ટોળાં પોતાની ચાંચો અને પંજામાં કાંકરીઓ લઈને આવ્યા અને તેમણે આ સૈન્ય ઉપર કાંકરીઓની વર્ષા કરી નાખી. જેના ઉપર આ કાંકરીઓ પડતી, તેનું શરીર ગળવા લાગી જતું. મુહમ્મદ બિન ઈસ્હાક અને ઈકરમાનું કથન છે કે આ શીતળાનો રોગ હતો, ઈબ્ને અબ્બાસ (રદિ.)ની નોંધ છે કે જેના ઉપર કોઈ કાંકરી પડતી, તેને ખૂબ ખંજવાળ ઉપડતી અને ખંજવાળતાં જ ચામડી ફાટી જતી અને માંસ ખરવા માંડતું. ઈબ્ને અબ્બાસ (રદિ.)ની બીજી નોંધ એ છે કે માંસ અને લોહી પાણીની જેમ વહેતા લાગતું અને હાડકાં નીકળી આવતા હતા. સ્વયં અબ્રહાના સાથે પણ આવું જ થયું. તેનું શરીર ટુકડે-ટુકડા થઈને ખરી રહ્યું હતું અને જ્યાં કોઈ ટુકડો ખરતો ત્યાંથી પરુ અને લોહી વહેવા લાગતાં. નાસ-ભાગ મચી જતાં આ લોકોએ યમન તરફ નાસવાનું શરૂ કર્યું. નુફૈલ બિન હબીબ ખશ્અમીને, જેને આ લોકો માર્ગ-દર્શક બનાવીને ખશ્અમ નગરમાંથી પકડી લાવ્યા હતા, શોધીને તેમણે પૂછ્યું કે પાછા જવાનો રસ્તો બતાવો, પણ તેણે સ્પષ્ટ ઈન્કાર કરી દીધો અને કહ્યું :

''હવે નાસવાનું સ્થળ ક્યાં છે, જ્યારે કે અલ્લાહ પીછો કરી રહ્યો છે અને નકટો (અબ્રહા) પરાજિત છે, જીત્યો નથી.''

આ નાસ-ભાગમાં ઠેર-ઠેર આ લોકો પડી-પડીને મરતા રહ્યા. અતા બિન યસારનું કથન છે કે બધાં તે વખતે જ માર્યા ન ગયા, પણ કેટલાક તો ત્યાં જ મરી ગયા અને કેટલાક નાસતી વખતે રસ્તામાં પડતા ગયા. અબ્રહા પણ ખશ્અમ નગરમાં જઈને મર્યો. આ બનાવ 'મુઝ્દલિફા' અને 'મીના' વચ્ચે આવેલા 'મુહસ્સબ'ના મેદાન નજીક 'મુહસ્સિર' મુકામે બન્યો હતો. આ એટલો મોટી ઘટના હતી, જે આખા આરબ પ્રદેશમાં પ્રસિદ્ધ થઈ ગઈ અને તેના ઉપર કેટલાય કવિઓએ કવિતાઓ લખી. આ કવિતાઓમાં એ વાત તદ્દન સ્પષ્ટ છે કે સૌએ તેને અલ્લાહની શક્તિનો ચમત્કાર કહ્યો અને ક્યાંય આડકતરી રીતે પણ એમ નથી કહ્યું કે આમાં તે મૂર્તિઓની પણ કોઈ દખલ હતી જે કા'બામાં પૂજવામાં આવતી હતી. એટલું જ નહીં, બલ્કે હઝરત ઉમ્મે હાની અને હઝરત ઝુબૈર બિન અવ્વામ (રદિ.) નું કથન છે કે અલ્લાહના પયગંબર (સલ્લ.) એ કહ્યું,



''કુરૈશે દસ વર્ષ (અને બીજી કેટલીક નોંધો મુજબ સાત વર્ષ) સુધી એક જ અલ્લાહ, જેનો કોઈ ભાગીદાર નથી, તેના સિવાય કોઈની ઈબાદત ન કરી.''

જે વર્ષે આ ઘટના ઘટી તે વર્ષને આરબવાસીઓ 'આમુલ્ ફીલ' (હાથીઓનું વર્ષ) કહે છે અને તે જ વર્ષે અંતિમ પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)નો મુબારક જન્મ થયો. હદીસવેત્તાઓ અને ઈતિહાસકારો એ વાત ઉપર લગભગ સંમત છે કે હાથીવાળાઓનો પ્રસંગ મુહર્રમના મહિનામાં બન્યો હતો અને અલ્લાહના અંતિમ પયગંબર (સલ્લ.)નો જન્મ રબીઉલ અવ્વલ મહિનામાં થયો હતો. બહુમતીનું કહેવું છે કે આપ (સલ્લ.)નો જન્મ હાથીવાળાઓના પ્રસંગના ૫૦ દિવસ પછી થયો.

**વાણીનો ઉદ્દેશ્ય :**

જે ઐતિહાસિક વિગતોનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેને નજર સમક્ષ રાખીને સૂરઃ અલ-ફીલ ઉપર વિચાર કરવામાં આવે તો એ વાત સારી રીતે સમજમાં આવે છે કે આ સૂરઃમાં આટલા ટૂંકાણમાં માત્ર હાથીવાળાઓ ઉપર અલ્લાહના પ્રકોપનો ઉલ્લેખ કરી દેવાને જ કેમ પર્યાપ્ત સમજવામાં આવ્યું છે. ઘટના કંઈ વધારે જૂની ન હતી. મક્કાનું એક-એક બાળક સુદ્ધાં તેને જાણતું હતું. આરબ પ્રદેશના લોકો સામાન્ય રીતે એનાથી વાકેફ હતા. તમામ આરબવાસીઓ એ વાતને સ્વીકારતા હતા કે અબ્રહાના આક્રમણ સામે કા'બાની રક્ષા કોઈ દેવી-દેવતાએ નહીં, બલ્કે અલ્લાહે કરી હતી. અલ્લાહથી જ કુરૈશના આગેવાનોએ મદદ માટે દુઆઓ માગી હતી, અને થોડાંક વર્ષો સુધી તો કુરૈશના લોકો આ ઘટનાથી એટલી હદે પ્રભાવિત રહ્યા હતા કે તેમણે અલ્લાહ સિવાય કોઈની બંદગી કરી ન હતી. એટલા માટે સૂરઃ અલ-ફીલમાં આ બધી વિગતોની જરૂર ન હતી, બલ્કે માત્ર આ બનાવનું સ્મરણ કરાવવું પૂરતું હતું, જેથી વિશેષતઃ કુરૈશના લોકો અને સામાન્ય રીતે આરબવાસીઓ એ વાત ઉપર વિચારે કે હઝરત મુહમ્મદ (સલ્લ.) જે વસ્તુ તરફ આમંત્રણ આપી રહ્યા છે, તે છેવટે એ સિવાય બીજું છે શું કે, તમામ બીજા ઉપાસ્યોને છોડીને માત્ર એક જ અને જેનો કોઈ ભાગીદાર નથી, તેવા અલ્લાહની ઈબાદત કરવામાં આવે. ઉપરાંત, તેઓ એ પણ વિચારી લે કે જો સત્યના આ આમંત્રણને દબાવવા માટે તેમણે બળજબરી અને અત્યાચારથી કામ લીધું, તો જે અલ્લાહે હાથીવાળાઓને ખેદાન-મેદાન કરી મૂક્યા હતા, તેના જ પ્રકોપમાં તેઓ પણ સપડાઈ જશે.

## (૧૦૩) સૂરઃ અલ-અસ્ર

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૩)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. કાળના સોગંદ !
૨. મનુષ્ય હકીકતમાં ખોટમાં છે,
૩. સિવાય તે લોકોના જેઓ ઈમાન લાવ્યા અને સદ્‌કાર્યો કરતા રહ્યા, અને એકબીજાને સત્યની શિખામણ અને ધૈર્યનો સદુપદેશ આપતા રહ્યા. (રુકૂઅ-૧)

## (૧૦૪) સૂરઃ અલ-હુમઝહ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૯)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. વિનાશ છે તે દરેક વ્યક્તિ માટે જે લોકોને (મોઢામોઢ) મહેણાં મારવા અને (પીઠ પાછળ) નિંદા કરવા ટેવાયેલ છે,
૨. જેણે ધન એકઠું કર્યું અને તેને ગણી-ગણીને રાખ્યું.
૩. તે સમજે છે કે તેનું ધન હંમેશાં તેના પાસે રહેશે.
૪. કદાપિ નહીં, તે વ્યક્તિ તો ભાંગીને ભુક્કો કરી દેનારી જગ્યામાં ફેંકી દેવામાં આવશે.
૫. અને તમે શું જાણો કે તે ભાંગીને ભુક્કો કરી દેનારી જગ્યા શું છે ?
૬. અલ્લાહની આગ ! ખૂબ ધગધગાવેલી,
૭. જે હૃદયો સુધી પહોંચશે.
૮. તે તેમના ઉપર ઢાંકીને બંધ કરી દેવામાં આવશે
૯. (એ સ્થિતિમાં કે તેઓ) ઊંચા-ઊંચા સ્તંભોમાં (ઘેરાયેલા હશે). (રુકૂઅ-૧)

## (૧૦૫) સૂરઃ અલ-ફીલ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૫)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. તમે જોયું નહીં કે તમારા રબે હાથીવાળાઓ સાથે શું કર્યું ?
૨. શું તેણે તેમની યુક્તિ નિષ્ફળ ન બનાવી દીધી ?
૩ અને તેમના ઉપર પક્ષીઓના ટોળે-ટોળાં મોકલી દીધા
૪. જે તેમના ઉપર પકવેલી માટીના પથ્થર ફેંકી રહ્યા હતા,
૫. પછી તેમની દશા એવી કરી દીધી જાણે પશુઓએ ખાધેલું ભૂસું ! (રુકૂઅ-૧)



## (૧૦૬) કુરૈશ

### પરિચય

**નામ :**

પહેલી જ આયતના શબ્દ 'કુરૈશ'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

વિવરણકર્તાઓની મોટી બહુમતી આ સૂરઃ મક્કામાં ઊતરી હોવા અંગે સંમત છે અને આ સૂરઃના મક્કામાં ઊતરી હોવાનો પુરાવો સ્વયં આ સૂરઃના શબ્દો ''રબ્બ હાઝલબૈતિ' (આ ઘરના રબ)માં જ છે. જો સૂરઃ મદીનામાં ઊતરી હોત તો ખાન-એ-કા'બા માટે 'આ ઘર' શબ્દો કેવી રીતે યોગ્ય હોઈ શકતા હતા ? તેનાથી વિપરીત, આ સૂરઃનો સૂરઃ ફીલ સાથે એટલો ગાઢ સંબંધ છે કે લગભગ આ સૂરઃનું અવતરણ સૂરઃ ફીલના અવતરણ પછી તરત જ થયું હશે.

**ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિ :**

આ સૂરઃને યોગ્ય રીતે સમજવા માટે જરૂરી છે કે તે ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિ દૃષ્ટિ સમક્ષ રાખવામાં આવે, જેના સાથે આના વિષય અને સૂરઃ ફીલના વિષયનો ગાઢ સંબંધ છે.

કુરૈશ કબીલો નબી (સલ્લ.)ના પરદાદા કુસ્સૈ બિન કિલાબના સમય સુધી હિજાઝ (તે સમયનો આરબ પ્રદેશ)માં વિખરાયેલો હતો. સૌપ્રથમ કુસ્સૈએ તેને મક્કામાં એકત્રિત કર્યો અને અલ્લાહના ઘરની સમગ્ર વ્યવસ્થા આ કબીલાના હાથમાં આવી. આ જ કારણે કુસ્સૈને 'મુજમ્મેઅ' (એકત્ર કરનાર)નો ઈલ્કાબ આપવામાં આવ્યો. આ માણસે પોતાના ઉચ્ચ કક્ષાના મુત્સદ્દીપણા દ્વારા મક્કામાં એક નગર રાજ્ય સ્થાપ્યું અને ચારે તરફથી આવતા હાજીઓની સેવા માટે ઉત્તમ વ્યવસ્થા કરી, જેના કારણે ધીરે-ધીરે તમામ આરબ કબીલાઓ અને વિસ્તારોમાં કુરૈશની વગ અને પહોંચ સ્થપાઈ ગઈ. કુસ્સૈ પછી તેમના પુત્રો અબ્દે મનાફ અને અબદુદ્દાર વચ્ચે મક્કા રાજ્યના હોદ્દાઓ વહેંચાયા. પરંતુ બંનેમાંથી અબ્દે મનાફને છેક એના પિતાના સમયથી વધુ ખ્યાતિ પ્રાપ્ત થઈ હતી અને આરબ પ્રદેશમાં તેની પ્રતિષ્ઠા સ્થપાઈ ચૂકી હતી. અબ્દે મનાફના ચાર પુત્રો હતા : હાશિમ, અબ્દે શમ્સ, મુત્તલિબ અને નૌફલ. આમાંથી હાશિમ અબ્દુલ મુત્તલિબના પિતા અને રસૂલુલ્લાહ (સલ્લ.)ના પરદાદાને સૌપ્રથમ એ વિચાર આવ્યો કે આંતરરાષ્ટ્રીય વેપારમાં ઝંપલાવવું જોઈએ, જે આરબ પ્રદેશના રસ્તેથી પૂર્વના દેશો અને સીરિયા તથા ઈજિપ્ત વચ્ચે થતો હતો અને આરબો

માટે જરૂરતનો માલસામાન પણ ખરીદી લાવવામાં આવે, જેથી માર્ગમાં પડતા કબીલાઓ તેમના પાસેથી માલ-સામાન ખરીદે અને મક્કાના બજારમાં દેશના બીજા વેપારીઓ પણ ખરીદી કરવા આવવા માંડે. બીજા આરબ કાફલાઓની સરખામણીમાં કુરૈશીઓને એક સુવિધા એ પ્રાપ્ત હતી કે માર્ગમાં આવતા બધા જ કબીલાઓ બૈતુલ્લાહના સેવકો હોવાના કારણે તેમનો આદર કરતા હતા. હજ્જ પ્રસંગે હાજીઓની સેવા કુરૈશીઓ જે ઉદારતા સાથે કરતા તે માટે સૌ તેમનો ઉપકાર માનતા હતા. તેમને આ બાબતે જરાય ચિંતા ન હતી કે રસ્તામાં તેમના કાફલાઓની લૂંટ ચલાવવામાં આવશે. માર્ગમાં આવતા કબીલાઓ તેમના પાસેથી ત્યાંથી પસાર થવા માટેનો કર પણ વધુ લઈ શકતા ન હતા, જે તેઓ બીજાઓ પાસેથી વસૂલ કરતા હતા. હાશિમે આ તમામ પાસાઓ ઉપર વિચાર કરીને જ વેપારની યોજના ઘડી અને આ યોજનામાં પોતાના ત્રણેય ભાઈઓને સાથે લીધા. સીરિયાના ગસ્સાની બાદશાહ પાસેથી હાશિમે, હબ્શાના બાદશાહ પાસેથી અબ્દે શમ્સે, યમનના ઉમરાવ પાસેથી મુત્તલિબે અને ઈરાન અને ઈરાકના રાજ્યકર્તાઓ પાસેથી નૌફલે વેપાર માટેના વિશેષાધિકારો મેળવ્યા. આવી રીતે તેમનો વેપાર ખૂબ ઝડપથી વધવા માંડ્યો અને આ જ કારણે ચારે ભાઈઓ 'મુત્તજિરીન' (વેપારીઓ)ના નામથી પ્રખ્યાત થઈ ગયા અને જે સંબંધો તેમણે આસપાસના કબીલાઓ અને રાજ્યો સાથે સ્થાપ્યા હતા, તેના આધારે તેમને 'અસ્હાબુલ ઈલાફ' પણ કહેવામાં આવતા હતા, જેનો શબ્દાર્થ 'પ્રેમ પેદા કરનારા' થાય છે.

આ વેપાર-ધંધાના કારણે કુરૈશીઓને સીરિયા, ઇજિપ્ત, ઈરાક, ઈરાન, યમન અને હબ્શાના દેશો સાથે સંબંધો કેળવવાની તકો મળી અને વિવિધ દેશોની રહેણી-કરણી અને સંસ્કૃતિ સાથે સીધા સંપર્કમાં આવવાને કારણે તેમના ડહાપણ અને દીર્ઘદૃષ્ટિનું સ્તર એટલું વધતું ગયું કે આરબોમાં કોઈ કબીલો તેમની ટક્કરમાં આવે તેવો રહ્યો નહીં. ધન-સંપત્તિની દૃષ્ટિએ પણ તેઓ આરબ પ્રદેશમાં બીજાઓથી ચઢિયાતા થઈ ગયા અને મક્કા આરબ પ્રદેશનું સૌથી અગત્યનું વેપાર કેન્દ્ર બની ગયું. આ આંતરરાષ્ટ્રીય સંપર્કનો એક મોટો લાભ એ પણ થયો કે ઈરાકમાંથી તે લોકો તે લિપિ પણ સાથે લઈ આવ્યા, જે પાછળથી કુર્આનેમજીદ લખવા માટે ઉપયોગમાં આવી. આરબોના કોઈ બીજા કબીલામાં એટલા માણસો ભણેલા ન હતા, જેટલા કુરૈશીઓમાં હતા. આ જ કારણોસર હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું હતું કે 'કુરૈશીઓ લોકોના નેતા છે.' (મુસ્નદે અહમદ મુરવ્વિયાતે ઉમર બિન લઆસ) અને હઝરત અલી (રદિ.)ની રિવાયત બયહકીમાં છે કે આપ (સલ્લ.)એ ફરમાવ્યું કે 'અગાઉ આરબોની આગેવાની હિમ્યર કબીલાવાળાઓ પાસે હતી, પછી અલ્લાહે તેમના પાસેથી છીનવી લઈને



કુરૈશને આપી.''

કુરૈશીઓ આવી રીતે ઝડપથી વિકાસ કરી રહ્યા હતા કે એવામાં મક્કા ઉપર અબ્રહાના આક્રમણનો બનાવ બન્યો. જો તે જ વખતે અબ્રહા મક્કાને જીતવા અને કા'બાને ધ્વંસ કરવા સફળ થયો હોત તો આરબ પ્રદેશમાં એકલા કુરૈશીઓની જ નહીં, પરંતુ સ્વયં કા'બાની ધાક પણ સમાપ્ત થઈ જતી. અજ્ઞાનતા કાળના આરબોનો એ વિશ્વાસ કે આ ઘર વાસ્તવમાં અલ્લાહનું ઘર છે તે પણ ડગી જાત. કુરૈશીઓને આ ઘરના સેવકો હોવા અંગે જે આદર-સન્માન દેશમાં પ્રાપ્ત હતો, તે પણ એક જ ઝાટકે ખતમ થઈ જતું. પરંતુ જ્યારે અલ્લાહે પોતાની શક્તિનો પરચો બતાવ્યો અને પક્ષીઓએ કાંકરીઓ મારીને અબ્રહાનું ૬૦,૦૦૦નું સૈન્ય વિનષ્ટ કરી દીધું અને મક્કાથી યમન સુધીના આખાય માર્ગ ઉપર જ્યાં-જ્યાં આ સૈન્યના માણસો પડી-પડને મરવા લાગ્યા ત્યારે કા'બાના બયતુલ્લાહ (અલ્લાહનું ઘર) હોવા અંગેનો તેમનો વિશ્વાસ પહેલાં કરતાં કેટલોય ગણો વધુ મજબૂત બની ગયો. હવે આરબોને વિશ્વાસ બેસી ગયો કે તેમના ઉપર અલ્લાહની વિશેષ કૃપા છે. તેઓ નિર્ભય બનીને આરબ પ્રદેશમાં ફરતા અને પોતાના વેપારી કાફલાઓ લઈને દરેક વિસ્તારમાંથી પસાર થતા. કોઈની એ હિમ્મત ન હતી કે તેમને હેરાન કરે. તેમને હેરાન કરવું તો ઠીક, પણ જો તેમના શરણમાં કોઈ બિન-કુરૈશી હોય તો તેને પણ કોઈ હેરાનગતિ કરવામાં આવતી ન હતી.

**વાણીનો ઉદ્દેશ્ય :**

અલ્લાહના અંતિમ પયગંબર (સલ્લ.)ને નબૂવ્વત પ્રાપ્ત થઈ ત્યારે આ બનાવોથી સૌ વાકેફ હતા, એટલા માટે તેમના વધુ ઉલ્લેખની જરૂર ન હતી. આ જ કારણ છે કે આ સૂરઃના ટૂંકા વાક્યોમાં કુરૈશીઓને ફક્ત એટલું કહેવાનું પર્યાપ્ત સમજવામાં આવ્યું છે કે તમે પોતે જ આ ઘરને મૂર્તિઓનું નહીં પરંતુ અલ્લાહનું જ ઘર માનો છો અને હવે જ્યારે તમે સારી રીતે જાણો છો કે તે અલ્લાહ જ છે, જેણે આ ઘરના કારણે તમને શાંતિ અને સલામતી આપી છે, તમારા વેપારને આટલો વિકસાવ્યો છે અને તમને ભૂખે મરવાથી બચાવીને આ આબાદી અને સુખ આપ્યા છે, તો તમારે તેની જ ઇબાદત કરવી જોઈએ.

# (૧૦૭) અલ-માઊન

## પરિચય

**નામ :**

અંતિમ આયતના અંતિમ શબ્દ ''અલ-માઊન''ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

ઇબ્નેમરદૂયાએ ઇબ્નેઅબ્બાસ (રદિ.) અને ઇબ્નેઝુબૈર (રદિ.)નું આ કથન નોંધ્યું છે કે આ સૂરઃ મક્કામાં ઊતરી છે અને અતા અને જાબિરનું પણ આ જ કહેવું છે. પણ અબૂહૈયાને અલબહરૂલમુહીતમાં ઇબ્નેઅબ્બાસ, કતાદા અને ઝહ્હાકનું આ કથન નોંધ્યું છે કે આ સૂરઃ મદીનમાં ઊતરી છે. અમારા મતે ખુદ આ સૂરઃમાં જ એક આંતરિક પુરાવો મોજૂદ છે જે આ સૂરઃના મદીનામાં ઊતરી હોવા માટે દલીલરૂપ છે અને તે એ છે કે આમાં તે નમાઝ પઢનારાને તબાહીની ચેતવણી આપવામાં આવી છે જેઓ પોતાની નમાઝમાં ગફલત વર્તે છે અને દેખાવ કરવા નમાજ પઢે છે. આ પ્રકારના દંભી મદીનામાં જોવા મળતા હતા, મક્કામાં નહીં.

**વિષયવસ્તુ :**

આ સૂરઃનો વિષય એ બતાવવાનો છે કે આખિરત ઉપર ઈમાન ન લાવવું માનવીની અંદર કઈ જાતનું ચારિત્ર્ય પેદા કરે છે. આયતો ૨ અને ૩ માં એ કાફિરોની હાલત વર્ણવવામાં આવી છે જે આખિરતને ખુલ્લેઆમ ખોટી ઠેરવે છે. અને અંતિમ ચાર આયતોમાં એ દંભી લોકોની હાલત વર્ણવવામાં આવી છે જેઓ દેખાવામાં તો મુસલમાન છે પરંતુ દિલોમાં આખિરત અને તેના બદલા અને સજા તથા તેના પુણ્ય અને પ્રકોપ વિષે કોઈ ખ્યાલ ધરાવતા નથી. એક સાથે બન્ને પ્રકારના જૂથોની વર્તણૂક વર્ણવવાનો ઉદ્દેશ્ય એ હકીકત લોકોના મગજમાં ઉતારવાનો છે કે મનુષ્યની અંદર એક મજબૂત, મક્કમ અને શુદ્ધ ચારિત્ર્ય આખિરતની માન્યતા વિના પેદા થઈ શકતું નથી.



# (૧૦૮) અલ-કૌસર

## પરિચય

**નામ :**

'ઈન્ના અઅ્તૈના કલ્કૌસર'ના શબ્દ 'અલ-કૌસર'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

ઇબ્ને મરદૂયાએ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.), હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદિ.) અને હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ના હવાલાથી નોંધ્યું છે કે આ સૂરઃ મક્કામાં ઊતરી છે અને વિવરણકર્તાઓની બહુમતી પણ આવું જ માને છે. પરંતુ હઝરત હસન બસરી, ઇકરમહ, મુજાહિદ અને કતાદા આ સૂરઃને મદીનામાં ઊતરેલી ઠેરવે છે. ઇમામ સુયૂતીએ 'ઇત્કાન'માં આ જ કથનને સાચું ઠેરવ્યું છે અને ઇમામ નૌવીએ 'શર્હ મુસ્લિમ'માં આને જ પસંદગી આપી છે. આનું કારણ તે નોંધ છે જે ઇમામ અહમદ, મુસ્લિમ, અબૂ દાઊદ અને બયહકી વગેરે હદીસવેત્તાઓએ હઝરત અનસ બિન માલિક (રદિ.) પાસેથી નોંધી છે કે એક વખતે હુઝૂર (સલ્લ.) અમારા સાથે બેસ્યા હતા. અચાનક આપ (સલ્લ.)ને ઊંઘ આવવા માંડી, પછી આપ (સલ્લ.)એ સ્મિત કરતાં-કરતાં માથું ઊંચું કર્યું. કેટલીક નોંધોમાં છે કે લોકોએ પૂછ્યું કે, આપ (સલ્લ.) કઈ વાત ઉપર સ્મિત કરી રહ્યાં છો ? અને કેટલાકમાં છે કે આપ (સલ્લ.)એ પોતે જ લોકોને કહ્યું કે અત્યારે મારા ઉપર એક સૂરઃ અવતરિત થઈ છે. પછી 'બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ' પઢીને સૂરઃ કૌસર પઢી. તે પછી આપ (સલ્લ.)એ પૂછ્યું કે ''તમે જાણો છો કે આ કૌસર શું છે.'' લોકોએ કહ્યું, ''અલ્લાહ અને અલ્લાહના રસૂલને વધુ ખબર છે.'' ફરમાવ્યું, ''તે એક નહેર છે, જે મારા રબે મને જન્નત (સ્વર્ગ)માં આપી છે.'' આ નોંધના આધારે આ સૂરઃના મદીનામાં ઊતરી હોવા અંગે એટલા માટે દલીલ કરવામાં આવી છે કે હઝરત અનસ (રદિ.) મક્કામાં નહીં, પરંતુ મદીનામાં હતા, અને એમનું એ કહેવું કે અમારી મોજૂદગીમાં આ સૂરઃ ઊતરી એ વાતનો પુરાવો છે કે આ મદીનામાં ઊતરી છે.

હઝરત અનસ (રદિ.)ની આ રિવાયત જો શંકા ઉત્પન્ન કરવાનું કારણ ન હોય તો સૂરઃ કૌસરનો સમગ્ર વિષય પોતે એ વાતની સાક્ષી આપે છે કે આ આયત મક્કામાં ઊતરી હતી અને એ સમયે ઊતરી હતી જ્યારે હુઝૂર (સલ્લ.) ખૂબ જ હતાશાજનક સંજોગોનો સામનો કરી રહ્યા હતા.

**ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ :**

આ અગાઉ સૂરઃ ઝુહા અને સૂરઃ અલમ નશ્રહમાં આપ જોઈ ગયા છો કે નબૂવ્વતની શરૂઆતના જમાનામાં જ્યારે પયગંબર (સલ્લ.) ભારે મુશ્કેલીઓમાંથી પસાર થઈ રહ્યા હતા, સમગ્ર સમાજ શત્રુ બની બેસ્યો હતો, અડચણો અને અવરોધોનો પાર ન હતો, વિરોધનું વાતાવરણ ચારે તરફ જામેલું હતું અને હુઝૂર (સલ્લ.)અને આપના થોડા ઘણા સાથીદારોને ક્યાંય સફળતાનું કિરણ દેખાતું ન હતું, તે વખતે આપ (સલ્લ.)ને સાંત્વના આપવા માટે અને આપને હિંમત આપવા માટે અલ્લાહે અનેક આયતો ઉતારી.

આવા જ સંજોગો હતા, જ્યારે સૂરઃ કૌસર ઉતારીને અલ્લાહે હુઝૂર (સલ્લ.)ને સાંત્વના આપી અને આપના વિરોધીઓના વિનાશની આગાહી પણ કરી. કુરૈશના કાફિરો કહેતા હતા કે મુહમ્મદ (સલ્લ.) સમગ્ર સમાજથી વિખૂટા પડી ગયા છે અને તેમની હાલત એક નિઃસહાય વ્યક્તિ જેવી થઈ ગઈ છે. ઇકરમહની નોંધ છે કે જ્યારે હુઝૂર (સલ્લ.)ને નબી બનાવવામાં આવ્યા અને આપ (સલ્લ.)એ કુરૈશીઓને ઇસ્લામ તરફ બોલાવવાનું શરૂ કર્યું ત્યારે કુરૈશીઓ કહેવા લાગ્યા : બતિર મુહમ્મદમ્મિન્ના, અર્થાત્ મુહમ્મદ (સલ્લ.) પોતાના સમાજથી કપાઈ જઈ એવા થઈ ગયા છે જેવી રીતે વૃક્ષ તેના પોતાના મૂળમાંથી કપાઈ ગયું હોય અને એવી આશા હોય કે થોડા સમય પછી તે સૂકાઈને ધૂળમાં ભળી જશે. હઝરત મુહમ્મદ (સલ્લ.)નો ઉલ્લેખ કરવામાં આવતો ત્યારે તે કહેતા, ''અરે મૂકો એમની વાત, એ તો 'અબ્તર' વ્યક્તિ છે, તેમને કોઈ પુત્ર નથી, મરી જશે. પછી તેમનું નામ લેનાર પણ કોઈ હશે નહીં.'' સિમર બિન અતીય્યા વર્ણવે છે કે ઉકબા બિન અબી મુઐત પણ આવી જ વાતો આપ (સલ્લ.) વિષે કહ્યા કરતો હતો. અતા નોંધે છે કે જ્યારે હુઝૂર (સલ્લ.)ના બીજા પુત્રનું અવસાન થયું ત્યારે આપ (સલ્લ.)નો સગો કાકો અબૂ લહબ દોડીને મક્કાના મુશ્રિકો પાસે ગયો અને તેમને આ 'શુભ સમાચાર' આપ્યા કે 'બતિર મુહમ્મદુલલેલ.' 'આજે રાત્રે મુહમ્મદ (સલ્લ.) નિઃસંતાન થઈ ગયા કે તેમનું મૂળ કપાઈ ગયું.' આ હતા તે અતિશય હતાશ કરી નાખતા સંજોગો, જ્યારે સૂરઃ કૌસર હુઝૂર (સલ્લ.) ઉપર ઉતારવામાં આવી. કુરૈશીઓ આપ (સલ્લ.) સાથે એટલા માટે નારાજ થયા હતા કે આપ (સલ્લ.) ફક્ત અલ્લાહની જ બંદગી અને ઇબાદત કરતા હતા અને તેમના તે શિર્કને જાહેરમાં ખોટું ઠેરવતા હતા. આ વાત ઉપર આપ (સલ્લ.)ને આ સૌથી ટૂંકી સૂરઃના એક ઉપવાક્યમાં તે ખુશખબર આપી જેનાથી મોટી ખુશખબર દુનિયાના કોઈ માણસને પણ ક્યારેય આપવામાં આવી નથી અને આ સાથે જ તે નિર્ણય પણ આપી દીધો કે આપ (સલ્લ.)નો વિરોધ કરનારાઓના જ મૂળિયા કપાઈ જશે.



# (૧૦૬) સૂરઃ કુરૈશ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૪)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. કેમ કે કુરૈશ ટેવાઈ ગયા

૨. (અર્થાત્) શિયાળા અને ઉનાળાની મુસાફરીથી ટેવાઈ ગયા,

૩. તેથી તેમને જોઈએ કે આ ઘરના રબની બંદગી કરે

૪. જેણે આમને ભૂખથી બચાવીને ભોજન આપ્યું અને ભયથી બચાવી શાંતિ અને નિશ્ચિંતતા પ્રદાન કરી. (રુકૂઅ-૧)

# (૧૦૭) સૂરઃ અલ-માઊન

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૭)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. તમે જોઈ તે વ્યક્તિને જે પરલોક (આખિરત)ના ઈનામ અને સજાને ખોટા ઠેરવે છે ?

૨. તે જ તો છે જે અનાથને ધક્કા મારે છે,

૩. અને ગરીબને ભોજન આપવા માટે ઉત્તેજન આપતી નથી.

૪. પછી વિનાશ છે તે નમાઝ પઢનારાઓ માટે

૫. જેઓ પોતાની નમાઝ પ્રત્યે બેદરકારી દાખવે છે,

૬. જેઓ દેખાડો કરે છે

૭. અને સામાન્ય જરૂરિયાતની વસ્તુઓ (લોકોને) આપવાનું ટાળે છે. (રુકૂઅ-૧)

# (૧૦૮) સૂરઃ અલ-કૌસર

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૩)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. (હે પયગંબર !) અમે તમને કૌસર ('કૌસર' અર્થાત્ દુનિયા અને આખિરતની અગણિત કૃપાઓ અને બક્ષિસો, જેમાં કયામતના દિવસની કૌસર નામે હોજ અને જન્નતની નહેર કૌસર પણ સામેલ છે.) પ્રદાન કરી દીધું.

૨. તો તમે પોતાના રબ માટે જ નમાઝ પઢો અને કુરબાની કરો.

૩. તમારો શત્રુ જ મૂળ કપાયેલો છે. (રુકૂઅ-૧)

# (૧૦૯) અલ-કાફિરૂન

## પરિચય

**નામ :**

પહેલી જ આયત 'કુલ યાઐયુહલકાફિરૂન'ના શબ્દ 'અલકાફિરૂન'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ, હઝરત હસન બસરી અને ઈકરમહ કહે છે કે આ સૂરઃ મક્કામાં ઊતરી છે. હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદિ.) કહે છે કે મદીનામાં ઊતરી છે અને હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) અને કતાદાથી બે કથન નોંધાયા છે : એક એ કે આ મક્કામાં ઊતરી છે અને બીજું એ કે મદીનામાં ઊતરી છે. પરંતુ બહુમતી વિવરણકર્તાઓના મત મુજબ આ સૂરઃ મક્કામાં ઊતરી છે અને આનો વિષય સ્વયં તેના મક્કામાં ઊતરી હોવાને પુરવાર કરે છે.

**ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ :**

મક્કામાં એક જમાનો એવો હતો જ્યારે નબી (સલ્લ.)ના આહવાન્ના વિરૂદ્ધ કુરૈશના શિર્ક આચરતા સમાજમાં વિરોધનો વંટોળ ઊઠ્યો હતો, પરંતુ હજુ કુરૈશના સરદારો તે વાતથી સદંતર નિરાશ થયા ન હતા કે તેઓ અલ્લાહના રસૂલ (સલ્લ.)ને કોઈને કોઈ રીતે સમાધાન માટે તૈયાર કરી શકશે. આથી તેઓ સમયાંતરે આપ (સલ્લ.) સમક્ષ સમાધાનની વિવિધ દરખાસ્તો લઈને આવતા હતા, જેથી આપ તેમાંથી કોઈને પણ સ્વીકારી લે અને તે વિવાદ દૂર થઈ જાય જે આપ (સલ્લ.) અને તેમના વચ્ચે ઊભો થયો હતો. આ સંબંધમાં અનેક રિવાયતો હદીસોમાં નોંધવામાં આવી છે.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)ની નોંધ છે કે કુરૈશના લોકોએ અલ્લાહના રસૂલ (સલ્લ.)ને કહ્યું, ''અમે આપને એટલુ ધન આપી દઈએ, જેથી આપ મક્કાના સૌથી મોટા ધનવાન બની જશો, આપ જે સ્ત્રીને પસંદ કરો, તેના સાથે આપના લગ્ન કરાવી આપીએ છીએ, અમે આપની આગેવાની હેઠળ ચાલવા તૈયાર છીએ, આપ માત્ર અમારી આ વાત સ્વીકારી લો કે અમારા દેવોની બૂરાઈ કરતા અટકી જાઓ, જો આપને આ સ્વીકાર્ય ન હોય તો અમે એક બીજી દરખાસ્ત આપ સમક્ષ મૂકીએ છીએ, જેમાં તમારું પણ ભલું છે અને અમારૂં પણ. આપ (સલ્લ.) એ પૂછયું : તે શું છે ? તેમણે કહ્યું કે એક વર્ષ માટે આપ અમારા દેવો 'લાત્' અને 'ઉઝ્ઝા'ની પૂજા કરો, અને એક વર્ષ અમે તમારા ઉપાસ્યની પૂજા કરીશું.



આ સંદર્ભે અન્ય રીવાયતો પણ ટાંકવામાં આવે છે. આમ આ રિવાયતો ઉપરથી જણાય છે કે એક જ વાર એક જ સભામાં નહીં, પરંતુ જુદા-જુદા સમયે, જુદા-જુદા પ્રસંગે કુરૈશી કાફિરોએ હુઝૂર (સલ્લ.) સમક્ષ આ પ્રકારની દરખાસ્તો મૂકી હતી અને તે વાતની જરૂરત હતી કે એક વખતે ચોખ્ખો જવાબ આપીને તેમની આ આશા કાયમ માટે સમાપ્ત કરી દેવામાં આવે કે નબી (સલ્લ.) દીનની બાબતમાં કોઈ આપ-લેની રીતે તેમના સાથે કોઈ સમાધાન કરી લેશે.

**વિષયવસ્તુ :**

આ પશ્ચાદ્ભૂમિને નજર સમક્ષ રાખીને જોવામાં આવે તો આ સૂરઃ ધાર્મિક સહિષ્ણુતાની શિખામણ માટે ઊતરી ન હતી, જેવું આજે કેટલાક લોકો સમજી રહ્યાં છે. પરંતુ એ માટે ઊતરી હતી કે કાફિરોના ધર્મ અને તેમના પૂજાપાઠ અને તેમના દેવોથી સંપૂર્ણ મુક્તિ, નાપસંદગી અને સંબંધ-વિચ્છેદની જાહેરાત કરી દેવામાં આવે અને તેમને બતાવી દેવામાં આવે કે કુફ્રનો ધર્મ અને ઈસ્લામ ધર્મ એક-બીજાથી તદ્દન ભિન્ન છે. તેમનો એક-બીજા સાથે ભળી જવાનો મૂળથી જ કોઈ પ્રશ્ન ઉદ્ભવતો નથી. આ વાત જો કે શરૂમાં કુરૈશના કાફિરોને સંબોધીને (તેમની સમાધાન માટેની દરખાસ્તોના જવાબમાં) કહેવામાં આવી હતી. પરંતુ આ તેમના પૂરતી જ મર્યાદિત નથી, બલ્કે આને કુર્આનમાં નોંધીને તમામ મુસલમાનોને કયામત સુધી આ શિક્ષણ આપી દેવામાં આવ્યું છે કે કુફ્રનો ધર્મ જ્યાં પણ, જે સ્વરૂપમાં છે, તેમને વાણી અને વર્તન દ્વારા તેની સાથે કોઈ નિસ્બત ન હોવાની જાહેરાત કરવી જોઈએ અને કોઈ પણ જાતની શેહશરમ વિના કહી દેવું જોઈએ કે ધર્મની બાબતમાં તેઓ કાફિરો સાથે દંભ કે સમાધાન કરી શકતા નથી.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)નું કથન છે કે મેં ઘણી વખત આપ (સલ્લ.)ને ફજ્રની નમાઝ પહેલાં અને મગ્રિબની નમાઝ પછીની બે રકઅ્તોમાં 'કુલ યાઐયુહલકાફિરૂન' અને 'કુલહુવલ્લાહુઅહદ' પઢતા જોયા છે. (આ વિષયની ઘણી નોંધો થોડાક શાબ્દિક ફેરફાર સાથે ઈમામ અહમદ, તિર્મિઝી, નસાઈ, ઈબ્ને માજહ, ઈબ્ને હિબ્બાન અને ઈબ્ને મરદૂયાએ ઈબ્ને ઉમર રદિ.ના હવાલાથી નોંધી છે). હઝરત ખબ્બાબ (રદિ.) કહે છે કે નબી (સલ્લ.)એ મને કહ્યું કે જ્યારે તમે સૂવા માટે તમારી પથારીમાં જાઓ, ત્યારે 'કુલ યાઐયુહલ્ કાફિરૂન' પઢી લો અને આપ (સલ્લ.)ની પણ આ રીત હતી કે જ્યારે આપ સૂવા માટે આડા પડતા, ત્યારે આ સૂરઃ પઢી લેતા હતા. (બઝ્ઝાર, તબરાની, ઈબ્ને મરદૂયા) ઈબ્ને અબ્બાસ (રદિ.)નું કથન છે કે નબી (સલ્લ.)એ લોકોને કહ્યું, ''હું તમને એ પઢવાનુ બતાવું જે તમને શિર્કથી બચાવવાવાળી છે. તે આ છે કે સૂતી વખતે 'કુલ યાઐયુહલકાફિરૂન' પઢો.'' (અબૂયઅ્લા, તબરાની).

# (૧૧૦) અન્-નસ્ર

## પરિચય

**નામ :**

પહેલી આયત 'ઈઝા જાઅ નસરૂલ્લાહિ'ના શબ્દ 'નસ્ર'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

હઝરત અબ્દુલ્લાહ (રદિ.) બિન અબ્બાસનું કથન છે કે આ કુર્આનેમજીદની અંતિમ સૂરઃ છે. એટલે કે આ પછી કોઈ સંપૂર્ણ સૂરઃ હઝરત મુહમ્મદ (સલ્લ.) ઉપર ઊતરી નથી. (મુસ્લિમ, નસાઈ, તબરાની, ઈબ્ને અબી શૈબહ, ઈબ્ને મરદૂયા). હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)ની આ નોંધ છે કે આ સૂરઃ હજ્જતુલવિદાઅ પ્રસંગે ઐયામે તશ્રીકના મધ્યમાં મિના નામના સ્થળે ઊતરી અને આ પછી હુઝૂર (સલ્લ.)એ પોતાની ઊંટણી ઉપર સવાર થઈને પોતાનું પ્રખ્યાત સંભાષણ આપ્યું. (તિર્મિઝી, બઝ્ઝાર, બયકહી)

(આ પ્રવચનમાં લોકોને યાદ દેવડાવ્યાં પછી કે) આ અય્યામે તશરીકના વચ્ચેનો દિવસ છે અને આ મશઅરે હરામ છે. અલ્લાહના રસૂલ (સલ્લ.)એ ફરમાવ્યું કે હું જાણતો નથી, કદાચ આ પછી હું તમને ન મળી શકું. ચેતતા રહો, તમારૂં લોહી અને તમારી આબરૂ એકબીજા ઉપર એવી રીતે પ્રતિષ્ઠિત છે જેવી રીતે આ દિવસ અને આ સ્થળ પ્રતિષ્ઠિત છે, ત્યાં સુધી કે તમે પોતાના રબ સમક્ષ હાજર થાઓ અને તે તમને તમારા કર્મ વિષે સવાલ કરે. સાંભળો, આ વાત તમારામાંથી નજીકવાળો દૂરવાળા સુધી પહોંચાડી દે. સાંભળો, શું મેં તમને પહોંચાડી દીધું ? આ પછી અમે જ્યારે મદીના પાછા આવ્યા, ત્યારે હજુ વધુ દિવસો વીત્યા ન હતા કે હુઝૂર (સલ્લ.)નું અવસાન થયું."

આ બંને નોંધો સાથે રાખીને જોવામાં આવે તો જણાય છે કે સૂરઃ નસ્રના અવતરણ અને રસૂલુલ્લાહ (સલ્લ.)ના અવસાન વચ્ચે ૩ માસ અને કેટલાક દિવસોનો ગાળો હતો, કારણ કે ઈતિહાસ અનુસાર હજ્જતુલવિદાઅ અને આપ (સલ્લ.)ના અવસાન વચ્ચે આટલો જ સમય પસાર થયો હતો.

ઈબ્ને અબ્બાસ (રદિ.)નું કથન છે કે જ્યારે આ સૂરઃ ઊતરી ત્યારે હુઝૂર (સલ્લ.)એ ફરમાવ્યું : મને મારા અવસાનના સમાચાર આપી દેવામાં આવ્યા છે અને મારો સમય પૂરો થયો. (મુસ્નદે અહમદ, ઈબ્ને જરીર, ઈબ્નલ મુન્ઝિર, ઈબ્ને મરદૂયા). બીજી નોંધો જે હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) પાસેથી નોંધવામાં આવી છે તેમાં વર્ણવવામાં આવ્યું છે કે આ સૂરઃના અવતરણ સાથે અલ્લાહના અંતિમ પયગંબરે એ સમજી લીધું હતું કે આપ



(સલ્લ.)ને દુનિયાથી વિદાય થવાના સમાચાર આપી દેવામાં આવ્યા છે. (મુસ્નદે અહમદ, ઈબ્ને જરીર, તબરાની, નસાઈ, ઈબ્ને અબી હાતિમ, ઈબ્ને મરદૂયા).

**વિષયવસ્તુ :**

ઉપર્યુક્ત નોંધો ઉપરથી જણાય છે તેમ આ સૂરઃમાં અલ્લાહે રસૂલુલ્લાહ (સલ્લ.)ને એ બતાવી દીધું હતું કે જ્યારે આરબ પ્રદેશમાં ઈસ્લામને સંપૂર્ણ વિજય પ્રાપ્ત થઈ જાય અને લોકો અલ્લાહના દીનમાં ટોળે-ટોળાં પ્રવેશવા માંડે ત્યારે આનો અર્થ એવો છે કે તે કામ પૂરૂં થયું જેના માટે આપ (સલ્લ.) દુનિયામાં મોકલવામાં આવ્યા હતા. આ પછી આપ (સલ્લ.)ને આદેશ આપવામાં આવ્યો કે આપ (સલ્લ.) અલ્લાહની પ્રશંસા અને તસ્બીહમાં વ્યસ્ત થઈ જાઓ કે તેની કૃપાથી તમે આટલું મહાન કાર્ય પૂરૂં કરવામાં સફળ થયા, અને તેના પાસે દુઆ કરો કે આ સેવા પૂરી કરવાના કાર્યમાં જે ભૂલચૂક કે ઢીલ પણ આપ (સલ્લ.)થી થઈ હોય તો તે ક્ષમા કરે.

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે અલ્લાહના રસૂલ પોતાની વફાત પહેલાં 'સુબ્હાકલ્લહુમ્મ વબિહમ્દિક અસ્તગફિરૂક વ અતૂબુ ઈલયક' (કેટલીક નોંધોમાં આ શબ્દો છે 'સુબ્હાનલ્લાહિ વબિહમ્દિહિ અસ્તગફિરૂલ્લાહ વ અતૂબુ ઈલયહિ)નો પુષ્કળ પ્રમાણમાં પાઠ કરતા હતા. મેં વિનંતીપૂર્વક કહ્યું, "હે રસૂલુલ્લાહ (સલ્લ.) ! આ કેવા શબ્દો છે, જેનો આપ (સલ્લ.)એ હવે પાઠ કરવા માંડ્યો છે ?" ફરમાવ્યું, "મારા માટે એક નિશાની નક્કી કરી દેવામાં આવી છે, જ્યારે હું તેને જોઉં ત્યારે આ શબ્દોનો પાઠ કરું અને તે છે : "ઈઝાજાઅ નસરૂલ્લાહિ વલફત્હ" (મુસ્નદે અહમદ, મુસ્લિમ, ઈબ્ને જરીર, ઈબ્નલ મુન્ઝિર, ઈબ્ને મરદૂયા). આના સાથે મળતી આવતી બીજી નોંધોમાં હઝરત આયશા (રદિ.) વર્ણવે છે કે આપ (સલ્લ.) પોતાના રુકૂઅ અને સજદામાં પુષ્કળ પ્રમાણમાં આ શબ્દો કહેતા : "સુબ્હાનલ્લાહિ વબિહમ્દિહિ." મેં એક દિવસે પૂછ્યું, "હે રસૂલુલ્લાહ (સલ્લ.) ! આપ (સલ્લ.) પુષ્કળ પ્રમાણમાં આનો પાઠ શા માટે કરો છો ?" ફરમાવ્યું, "મને આનો આદેશ આપવામાં આવ્યો છે." પછી આપ (સલ્લ.)એ આ સૂરઃ પઢી. (ઈબ્ને જરીર)

ઈબ્ને અબ્બાસ (રદિ.)નું કહેવું છે કે આ સૂરઃના અવતરણ પછી રસૂલુલ્લાહ (સલ્લ.) આખિરત માટે ઈબાદતના પરિશ્રમ અને સ્મરણમાં એટલી હદ સુધી વ્યસ્ત થઈ ગયા કે આ પહેલાં કદી થયા ન હતા. (નસાઈ, તબરાની, ઈબ્ને અબી હાતિમ, ઈબ્ને મરદૂયા).

# (૧૧૧) અલ-લહબ

## પરિચય

**નામ:**

પહેલી આયતના શબ્દ લહબ''ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકારળ:**

આ સૂરઃ ના મક્કી હોવા અંગે વિવરણકર્તાઓ વચ્ચે કોઈ મતભેદ નથી, પરંતુ ચોક્કસપણે તે નક્કી કરવું મુશ્કેલ છે કે મક્કામાં ક્યા સમયે આ ઊતરી હતી. અલબત્ત, અબૂ લહબની ભૂમિકા રસૂલુલ્લાહ (સલ્લ.) અને આપ (સલ્લ.)ના આહવાન્ વિરૂદ્ધ હતી, તેને જોઈને અનુમાન કરી શકાય છે કે સૂરઃનું ઉતરાણ તે સમય દરમ્યાન થયું હશે, જ્યારે તે હુઝૂર (સલ્લ.)ની દુશ્મનાવટમાં હદ વટાવી ગયો હતો અને તેનુ વલણ ઇસ્લામના માર્ગમાં એક મોટી અડચણ બની રહ્યું હતું.

**પશ્ચાદભૂમિ:**

કુર્આનમજીદમાં આ એક જ એવી જગ્યા છે, જ્યાં ઇસ્લામના શત્રુઓ પૈકી કોઈનું નામ લઈને તેની નિંદા કરવામાં આવી હોય. જો કે મક્કામાં પણ અને હિજરત પછી મદીનામાં પણ એવા અનેક લોકો હતા, જેઓ ઇસ્લામ અને પયગંબર (સલ્લ.)ના વૈમનસ્યમાં અબૂ લહબથી કોઈ રીતે ઊતરતા ન હતા.

આરબ સમાજના નૈતિક ધોરણોમાં સિલએ રહ્‌મી અર્થાત્ સગાઓ સાથે સદ્‌વર્તનનું ખૂબ જ મહત્વ હતું અને સગાવહાલાઓ સાથે દુષ્ટ વર્તન મોટું પાપ ગણવામાં આવતું હતુ. આરબ પ્રદેશની આ પ્રણાલિકાની અસરના પરિણામ રૂપે જ રસુલુલ્લાહ (સલ્લ.) જ્યારે ઇસ્લામનું આહવાન્ લઈને ઊઠ્યા ત્યારે કુરૈશના બીજા કુટુંબો અને તેમના સરદારોએ હુઝૂર (સલ્લ.)નો સખત વિરોધ કર્યો, પરંતુ બની હાશમ અને બની અલ-મુત્તલિબે ( હાશમના ભાઈ મુત્તલિબની સંતાન) ન માત્ર આપ (સલ્લ.)નો વિરોધ નકર્યો, બલ્કે તેઓ જાહેરમાં આપ (સલ્લ.)ને ટેકો આપતા રહ્યા, જો કે આમાંના કેટલાય માણસો આપ (સલ્લ.)ની નબૂવ્વત ઉપર ઈમાન લાવ્યા ન હતા. કુરૈશના બીજા કુટુંબો પોતે પણ હુઝૂર (સલ્લ.)ના આ લોહીની સગાઇવાળા સંબંધીઓના ટેકાને આરબોની નૈતિક પ્રણાલિકાઓને અનુરૂપ જ માનતા હતા.



આ નૈતિક સિદ્ધાંત જેને તેઓ અજ્ઞાનતા કાળમાં પણ સન્માનનીય માનતા હતા, તેને માત્ર એક માણસે ઇસ્લામના વૈમનસ્યમાં તોડી નાખ્યો, અને તે હતો અબૂ લહબ બિન અબ્દુલ મુત્તલિબ. તે નબી(સલ્લ.)નો કાકો હતો. આપ (સલ્લ.)ના પિતા અને તે બન્ને એક પિતાના પુત્રો હતા.

ઇબ્ને અબ્બાસ (રદિ.)ના હવાલાથી અનેક હદીસવેત્તાઓએ પ્રમાણો સાથે એ કથન નોંધ્યું છે કે જ્યારે અલ્લાહના રસૂલ (સલ્લ.)ને જાહેર આમંત્રણ આપવાનો આદેશ આપવામાં આવ્યો અને કુર્આનેમજીદમાં એ માર્ગદર્શન ઊતર્યું કે આપ પોતાના નિકટતમ સગાઓને સૌથી પહેલાં અલ્લાહના પ્રકોપથી ડરાવો, ત્યારે આપ (સલ્લ.)એ પરોઢિયે સફાની ટેકરી ઉપર જઇને પોકાર કર્યો, ''યા સબ્બાહાહ'' ( હાય સવારની આફત). આરબપ્રદેશમાં આ પોકાર તે માણસ કરતો હતો, જે પરોઢિયે કોઇ શત્રુને તેના કબીલા ઉપર હુમલો લઇને આવતો જોઇ લેતો. જ્યારે સૌ એકઠા થઇ ગયા ત્યારે હુઝૂર (સલ્લ.)એ કુરૈશના એકે-એક કુટુંબનું નામ લઇ-લઇ પોકારીને કહ્યું, ''હે બની હાશિમ, હે બની અબ્દુલ મુત્તલિબ, હે બની ફહેર, હે બની ફલાણા ફલાણા ! જો હું તમને બતાવું કે આ ટેકરી પાછળ એક સેના તમારા ઉપર હુમલો લઇ આવવા માટે તૈયાર છે, તો તમે મારી વાત સાચી માનશો ?''લોકોએ કહ્યું, ''હા, અમને કદી તમારી પાસેથી જૂઠ સાંભળવાનો અનુભવ થયો નથી.'' આપ (સલ્લ.)એ ફરમાવ્યું, ''તો હું તમને ચેતવું છું કે આગળ ભયંકર પ્રકોપ આવી રહ્યો છે.'' આ સાંભળી કોઇ બોલે તે પહેલા જ હુઝૂર (સલ્લ.)ના કાકા અબૂલહબે કહ્યું : તારું સત્યાનાશ જાય, શું આ માટે તેં અમને એકઠા કર્યા હતા ?'' એક નોંધમાં એ પણ આવે છે કે તેણે પથ્થર ઉપાડ્યો, જેથી રસૂલુલ્લાહ (સલ્લ.) ઉપર ઘા કરે. (મુસ્નદે અહમદ, બુખારી, મુસ્લિમ, તિર્મિઝી, ઇબ્ને જરીર વગેરે)

મક્કામાં અબૂ લહબ હુઝૂર (સલ્લ.)નો તદ્દન નિકટનો પાડોશી હતો. બન્નેના ઘર વચ્ચે માત્ર એક દીવાલ હતી. ઉપરાંત હકમ બિન આસ (મરવાનના પિતા), ઉકબા બિન અબી મુઐત, અદી બિન હમ્રાઅ અને ઇબ્નલ અસદાઇલ હુઝલી પણ આપ (સલ્લ.)ના પાડોશીઓ હતા. આ લોકો ઘરમાં પણ હુઝૂર (સલ્લ.)ને શાંતિથી રહેવા દેતા ન હતા. આપ (સલ્લ.) ક્યારેક નમાઝ પઢતા હોય, ત્યારે ઉપરથી આપ (સલ્લ.) ઉપર બકરાની હોજરી ફેંકતા, ક્યારેક ઓશરીમાં રંધાતું હોય, ત્યારે હાંડલી ઉપર ગંદકી ફેંકતા. હુઝૂર (સલ્લ.) બહાર આવીને આ લોકોને કહેતા, ''હે બની અબ્દે મનાફ ! આ કઇ જાતનું પાડોશીપણું છે ?'' અબૂ લહબની પત્ની ઉમ્મે જમીલે ( અબૂસુફયાનની બહેન) તો નિત્યક્રમ બનાવી લીધો હતો કે રાત્રે આપ (સલ્લ.)ના ઘરના દરવાજા આગળ કાંટાળા

વૃક્ષની ડાળો લાવીને નાખી દેતી, જેથી સવારમાં જ્યારે આપ (સલ્લ.) કે આપ (સલ્લ.)ના બાળકો બહાર નીકળે, ત્યારે પગમાં કાંટા વાગી જાય. (બયહકી, ઈબ્ને અબી હાતિમ, ઈબ્ને જરીર, ઈબ્ને અસાકિર, ઈન્બે હિશામ).

રસૂલુલ્લાહ (સલ્લ.) જ્યાં-જ્યાં ઈસ્લામનું આમંત્રણ આપવા માટે જતા હતા, ત્યાં આ તેમની પાછળ જતો અને લોકોને આપ (સલ્લ.)ની વાતો સાંભળવાથી રોકતો. તારિક (રદિ.) બિન અબ્દુલ્લાહ અલમુહારિબીનું કથન છે. તેઓ કહે છે કે મેં ઝુમલજાઝના બજારમાં જોયું કે રસૂલુલ્લાહ (સલ્લ.) લોકોને કહેતા જાય છે કે "લોકો! લા ઈલાહ ઈલ્લલ્લાહ કહો, સફળતા પ્રાપ્ત કરશો." અને પાછળ એક માણસ છે, જે આપ (સલ્લ.)ને પથ્થર મારી રહ્યો છે, એટલી હદે કે આપ (સલ્લ.)ની એડીઓ રક્તમાં ભીંજાઇ ગઇ છે અને તે કહેતો જાય છે કે "આ જૂઠો છે, આની વાત ન માનો." મેં લોકોને પૂછયું, "આ કોણ છે?" લોકોએ કહ્યું, "આ તેમનો કાકો અબૂ લહબ છે." (તિર્મિઝી)

નબૂવ્વતના સાતમાં વર્ષમાં કુરૈશના તમામ કુટુંબોની હાશિમ અને બની અલમુત્તલિબનો સામાજિક અને આર્થિક બહિષ્કાર કર્યો અને આ બન્ને કુટુંબો અલ્લાહના રસૂલ (સલ્લ.)ના ટેકામાં અડગ રહ્યા અને શેઅબે અબી તાલિબમાં ઘેરાઇ ગયા, ત્યારે આ એક અબૂ લહબ જ હતો, જેણે પોતાના કુટુંબને સાથ આપવાને બદલે કુરૈશના કાફિરોને સાથ આપ્યો.

આ તે માણસના કૃત્યો હતા, જેના કારણે તેની આ સૂરઃમાં નામ લઈને નિંદા કરવામાં આવી છે. ખાસ કરીને આની જરૂરિયાત એટલા માટે હતી કે મક્કાની બહારના આરબો, જેઓ હજ્જ માટે આવતાં કે જુદી-જુદી જગ્યાએ ભરાતા બજારોમાં એકઠા થતા, તેમના સામે જ્યારે રસૂલુલ્લાહ (સલ્લ.)નો પોતાનો કાકો આપ (સલ્લ.)ની પાછળ પડી જઇને આપ (સલ્લ.)નો વિરોધ કરતો, ત્યારે તેઓ આરબ પ્રદેશની સ્થાપિત પરંપરાઓ અનુસાર તે વાતની આશા રાખતા ન હતા કે કોઇ કાકો વિના કારણે બીજાઓ સમક્ષ પોતાના ભત્રીજાની બૂરાઇ કરે, તેને પથ્થરો મારે અને તેના ઉપર આક્ષેપો કરે. આ કારણે તેઓ અબૂ લહબની વાતોથી પ્રભાવિત થઈને રસૂલુલ્લાહ (સલ્લ.) વિષે શંકામાં પડી જતા. પરંતુ જ્યારે આ સૂરઃ ઊતરી અને અબૂ લહબે ક્રોધમાં ગમે તેમ બકવાટ કરવા માંડ્યો, ત્યારે લોકોને જાણ થઈ ગઈ કે રસૂલુલ્લાહ (સલ્લ.)ની વિરૂદ્ધમાં આ માણસના આ વચનો ભરોસાપાત્ર નથી, કારણ કે આ પોતાના ભત્રીજાના વિરોધમાં પાગલ બની રહ્યો છે.

આ ઉપરાંત નામ લઇને જ્યારે આપ (સલ્લ.)ના કાકાની નિંદા



કરવામાં આવી, ત્યારે લોકોની તે આશા હંમેશ માટે ધૂળમાં મળી ગઇ કે રસૂલુલ્લાહ (સલ્લ.)ના પોતાના કાકાની ખબર લઇ નાખવામાં આવી, ત્યારે લોકો સમજી ગયા કે અહીં કોઇની શરમ ચાલવાની નથી. પારકો માણસ આપણો બની શકે છે, જો તે ઇમાન લાવે અને આપણો પારકો બની જાય છે, જો તે અસત્યનું આચરણ કરે. આ મામલામાં કોણ કોના કુટુંબમાંથી છે, તે જોવામાં આવતું નથી.

## (૧૦૯) સૂરઃ અલ-કાફિરૂન

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૬)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. કહી દો કે હે કાફિરો (ધર્મ-વિરોધીઓ) !

૨. હું તેમની બંદગી નથી કરતો જેમની બંદગી તમે કરો છો,

૩. અને ન તમે તેની બંદગી કરવાના છો જેની બંદગી હું કરું છું.

૪. અને ન હું તેમની બંદગી કરવાનો છું જેમની બંદગી તમે કરી છે,

૫. અને ન તમે તેની બંદગી કરવાના છો જેની બંદગી હું કરું છું.

૬. તમારા માટે તમારો દીન (ધર્મ) છે અને મારા માટે મારો દીન (ધર્મ). (રુકૂઅ-૧)

## (૧૧૦) સૂરઃ અન્-નસ્ર

(મદીનામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૩)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. જ્યારે અલ્લાહની મદદ આવી જાય અને વિજય પ્રાપ્ત થઈ જાય

૨. અને (હે પયગંબર !) તમે જોઈ લો કે લોકો ટોળે-ટોળાં અલ્લાહના દીન (ઈશ્વરીય ધર્મ)માં દાખલ થઈ રહ્યા છે

૩. તો પોતાના રબ (પ્રભુ)ની પ્રશંસા સાથે તેની 'તસ્બીહ' (ગુણગાન) કરો, અને તેનાથી ક્ષમાની દુઆ કરો, નિઃશંક તે મોટો તૌબા (ક્ષમા) સ્વીકારનારો છે. (રુકૂઅ-૧)

## (૧૧૧) સૂરઃ અલ-લહબ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૫)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. તૂટી ગયા અબૂ લહબના હાથ અને નિષ્ફળ થઈ ગયો તે.

૨. તેનું ધન અને જે કંઈ તેણે કમાવ્યું તે તેના કોઈ કામ ન આવ્યું.

૩. ચોક્કસ તેને ભડકે બળતી આગમાં નાખવામાં આવશે

૪. અને (તેના સાથે) તેની પત્ની પણ, લાકડા લડાવનાર,

૫. તેના ગળામાં મુંજનું દોરડું હશે. (રુકૂઅ-૧)



## (૧૧૨) અલ-ઈખ્લાસ

### પરિચય

**નામઃ**

સૂરઃ ઈખ્લાસ ફક્ત આ સૂરઃનું નામ જ નથી, પરંતુ આ સૂરઃના વિષયનું શીર્ષક પણ છે, કારણ કે આમાં વિશુદ્ધ તૌહીદ'નું વર્ણન છે. કુર્આનેમજીદની બીજી સૂરઃઓના નામ તો સામાન્યતઃ એવા શબ્દો ઉપરથી પાડવામાં આવ્યાં છે, જે તેમાં આવ્યા હોય, પરંતુ અહીં આ સૂરઃમાં 'ઇખ્લાસ' શબ્દ ક્યાંય આવતો નથી. આ સૂરઃનું આ નામ તેના અર્થ ઉપરથી આપવામાં આવ્યું છે. જે કોઈ માણસ આને સમજીને એના શિક્ષણ ઉપર ઈમાન લાવશે, તે શિર્કથી મુક્તિ પ્રાપ્ત કરશે.

**ઉતરાણકાળઃ**

આ સૂરઃના મક્કી અથવા મદની હોવા અંગે મતભેદ છે અને આ મતભેદ તે નોંધોના આધારે છે, જે આ સૂરઃના અવતરણના કારણ અંગે નોંધવામાં આવી છે. નીચે અમે તેમને ક્રમવાર રજૂ કરીએ છીએ.

– ઈકરમહએ ઈબ્ને અબ્બાસ (રદિ.) પાસેથી રિવાયત નોંધી છે કે યહૂદીઓનું એક જૂથ અલ્લાહના રસૂલ (સલ્લ.)ની સેવામાં ઉપસ્થિત થયું અને તેમણે કહ્યું, "હે મુહમ્મદ (સલ્લ.), અમને બતાવો કે આપનો તે રબ કેવો છે જેણે આપને મોકલ્યા છે." આ વાત ઉપર અલ્લાહે આ સૂરઃ ઊતારી. (ઈબ્ને અબી હાતિમ, ઈબ્ને અદી, બયહકી, ફિલ અસ્માઅ વસ્સિફાત) આવું જ કથન હઝરત ઉબઈ બિન કઅબ (રદિ.)થી મુસ્નદે અહમદ અને તિરમીઝી વગેરેમાં અને હઝરત જાબીર બિન અબ્દુલ્લાહ (રદિ.)ના કથનનો તિબરાની અને બયહકી વગેરેમાં ઉલ્લેખ થયો છે. પાછળથી કુરૈશના લોકોની જેમ યહુદીઓ અને ખ્રિસ્તીઓએ પણ હઝરત મુહમ્મદ (સલ્લ.)થી આ પ્રકારના સવાલો કર્યા હતા.

– ઝહ્હાક, કતાદા અને મુકાતિલનું કથન છે કે યહૂદીઓના કેટલાક વિદ્વાનો હુઝૂર (સલ્લ.) પાસે આવ્યા અને તેમણે કહ્યું, "હે મુહમ્મદ (સલ્લ.) ! પોતાના રબની વિગતો અમને બતાવો, કદાચ અમે આપ ઉપર ઈમાન લઈ આવીએ. અલ્લાહે પોતાના ગુણો તૌરાત (Torah)માં ઉતાર્યા છે. આપ બતાવો કે તે કઈ વસ્તુનો બનેલો છે ? કઈ જાતિનો છે ? સોનામાંથી બન્યો છે કે તાંબામાંથી કે પિત્તળમાંથી કે લોખંડમાંથી કે ચાંદીમાંથી ? અને શું તે ખાય છે અને પીએ છે ? અને કોના પાસેથી દુનિયા તેણે વારસામાં મેળવી છે ? અને તેના પછી કોણ તેનો વારસદાર થશે ?" આ વખતે અલ્લાહે આ સૂરઃ ઉતારી.

— ઈબ્ને અબ્બાસ (રદિ.)નું કથન છે કે નજરાનના ખ્રિસ્તીઓનું એક પ્રતિનિધિ-મંડળ સાત પાદરીઓ સાથે નબી (સલ્લ.)ની સેવામાં હાજર થયું અને તેણે હુઝૂર (સલ્લ.)ને પૂછયું, ''અમને બતાવો કે આપનો રબ કેવો છે, કઇ વસ્તુમાંથી બનેલો છે ?'' આપ (સલ્લ.)એ ફરમાવ્યું, ''મારો રબ કોઇ વસ્તુમાંથી બનેલો નથી. તે તમામ વસ્તુઓથી ભિન્ન છે.'' આ વાત ઉપર અલ્લાહે આ સૂરઃ ઉતારી.

આ રિવાયતો ઉપરથી જણાય છે કે જુદા-જુદા પ્રસંગોએ જુદા-જુદા લોકોએ અલ્લાહના રસૂલ (સલ્લ.)ને તે ઉપાસ્યની મૂળ હકીકત અને સ્થિતિ પૂછી હતી, જેની બંદગી અને ઇબાદત તરફ આપ (સલ્લ.) લોકોને બોલાવી રહ્યા હતા અને દરેક પ્રસંગે આપ (સલ્લ.)એ અલ્લાહના આદેશ હેઠળ તેમને જવાબમાં આ જ સૂરઃ સંભળાવી હતી. સૌથી પહેલાં મક્કામાં કુરૈશના મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ)એ આ પ્રશ્ન પૂછયો હતો અને તેના ઉત્તરમાં આ સૂરઃ ઊતરી. પછી મદીનામાં ક્યારેક યહૂદીઓએ, તો ક્યારેક ખ્રિસ્તીઓએ અને કયારેક આરબ પ્રદેશના અન્ય લોકોએ હુઝૂર (સલ્લ.)ને આ જ પ્રકારના પ્રશ્નો પૂછયા અને દરેક વખતે અલ્લાહ તરફથી સૂચના આપવામાં આવી કે ઉત્તરમાં આ જ સૂરઃ આપ (સલ્લ.) સંભળાવી દો. તેથી હવે સાચી વાત એ છે કે આ સૂરઃ હકીકતમાં મક્કામાં ઊતરી છે. એટલું જ નહીં પરંતુ આના વિષય ઉપર વિચારતાં એમ જણાય છે કે આ મક્કાના પણ આરંભિક કાળમાં ઊતરી છે જ્યારે અલ્લાહની હસ્તી અને ગુણોનું વર્ણન કરતી કુર્આનની વિસ્તૃત આયતો હજુ ઊતરી ન હતી.

**વિષયવસ્તુ :**

સૂરઃના અવતરણ અંગે ઉપર જે કથનો નોંધવામાં આવ્યા છે, તેના ઉપર એક નજર કરવાથી જણાઇ આવે છે કે જ્યારે અલ્લાહના રસૂલ (સલ્લ.) તૌહીદનું આમંત્રણ લઇને ઊભા થયા હતા, ત્યારે દુનિયાના ધાર્મિક ખ્યાલો (Concepts) અને કલ્પનાઓ કેવા હતા. મૂર્તિપૂજક બહુદેવવાદીઓ એવા ઉપાસ્યોને પૂજી રહ્યા હતા જે લાકડા, પથ્થર, સોનું અને ચાંદી વગેરે જુદી-જુદી ધાતુઓના બનેલા હતા, રૂપ અને શરીર ધરાવતા હતા. દેવી-દેવતાઓના રીતસર વંશ ચાલતા હતા, કોઇ દેવી પતિ વગરની અને કોઇ દેવ કુંવારો ન હતો, તેમને ખાવા-પીવાની પણ જરૂર હતી અને તેમના પૂજારીઓ તે માટે વ્યવસ્થા કરતા હતા. શિર્ક કરનારાઓનો એક મોટો વર્ગ માનતો હતો કે ખુદા માનવ સ્વરૂપમાં પ્રગટે છે અને કેટલાક લોકો તેના અવતાર હોય છે. ખ્રિસ્તીઓ જો કે એક ખુદાને માનતા હોવાનો દાવો કરતા હતા, તેમ છતાં તેમનો ખુદા પણ એક પુત્ર તો ધરાવતો જ હતો અને પિતા પુત્ર સાથે ખુદાઇમાં રૂહુલ કુદુસ



(પવિત્ર આત્મા)ને પણ ભાગીદાર હોવાનું સન્માન પ્રાપ્ત હતું. હદ તો એ છે કે ખુદાને માતા પણ હતી અને તેની સાસુ પણ. યહૂદીઓ પણ એક ખુદાને માનવાનો દાવો કરતા હતા, પરંતુ તેમનો ખુદા પણ તત્ત્વ, શરીર અને બીજા માનવીયો ગુણો ધરાવતો હતો. તે હરતો-ફરતો હતો, માનવીનું રૂપ ધારણ કરતો હતો, પોતાના કોઇ બંદા સાથે કુસ્તી પણ કરતો હતો અને એક પુત્ર (ઉઝૈર)નો પિતા પણ હતો. આ ધાર્મિક જૂથો ઉપરાંત મજૂસીઓ (અગ્નિપૂજકો, પારસીઓ) આગની પૂજા કરતા હતા અને સાબિઓ (Sabaeans) તારાઓને પૂજતા હતા. આ પરિસ્થિતિમાં જ્યારે એક અને કોઇપણ ભાગીદાર વિનાના અલ્લાહને માનવા માટે લોકોને આમંત્રણ આપવામાં આવ્યું, ત્યારે તેમના મગજમાં આ પ્રશ્નનું ઉપસ્થિત થવું અનિવાર્ય હતું કે તે રબ કઇ જાતનો છે, જેને બધા જ રબો (ઇશ્વરો) અને દેવોને ત્યજીને ફક્ત એક જ રબ (ઇશ્વર) અને મઅબૂદ (ઉપાસ્ય)ને માનવા માટે કહેવામાં આવી રહ્યું છે.

**મહિમા અને મહત્વ:**

આ જ કારણ છે, જેના માટે રસૂલુલ્લાહ (સલ્લ.)ની દૃષ્ટિમાં આ સૂરઃ અત્યંત મહાન હતી અને આપ (સલ્લ.) વિવિધ રીતો દ્વારા મુસલમાનોને આનું મહત્વ સમજાવતા હતા, જેથી તેઓ વારંવાર તેને વાંચે અને સામાન્ય લોકોમાં તેને ફેલાવે, કારણ કે આ ઇસ્લામની સર્વ પ્રથમ મૂળભૂત માન્યતા 'તૌહીદ'ને ચાર એવા ટૂંકા વાક્યોમાં વર્ણવી દે છે, જે તરત જ માણસના મગજમાં ઊતરી જાય છે અને સરળતાથી કઠંસ્થ થઇ જાય છે. હદીસોમાં મોટા પ્રમાણમાં આ કથનો વર્ણવવામાં આવ્યા છે કે આપ (સલ્લ.)એ જુદા-જુદા પ્રસંગોએ જુદી-જુદી રીતે લોકોને બતાવ્યું કે આ સૂરઃ ૧/૩ કુર્આન બરાબર છે. (બુખારી, મુસ્લિમ, અબૂ દાઊદ, નસાઇ, તિર્મિઝી, ઇબ્ને માજહ, મુસ્નદે અહમદ અને તબરાની) વિવરણકર્તાઓએ આપ (સલ્લ.)ના આ કથનની અનેક સમજૂતીઓ આપી છે, પણ અમારા મતે તો ચોખ્ખી અને સાફ વાત એ છે કે કુર્આનમજીદ જે દીન (ધર્મ)ને પ્રસ્તુત કરે છે, તેનો પાયો ત્રણ ધારણાઓ ઉપર છે : ૧. તૌહીદ (એકેશ્વરવાદ). ૨. રિસાલત (ઈશદૂતત્વ) અને ૩. આખિરત (પરલોક). આ સૂરઃ વિશુદ્ધ તૌહીદનું વર્ણન કરે છે, એટલા માટે અલ્લાહના રસૂલ (સલ્લ.)એ આ સૂરઃને ૧/૩ કુર્આન બરાબર ઠેરવી છે.

# (૧૧૩-૧૧૪) મુઅવ્વિઝતૈન

## (સૂરઃ ફલક અને સૂરઃ નાસ) પરિચય

**નામઃ**

કુર્આનની આ અંતિમ બે સૂર:ઓ પોતાની જગ્યાએ અલગ-અલગ છે અને કુર્આનમાં જુદા-જુદા નામોથી જ લખવામાં આવી છે, પરંતુ તેમના વચ્ચે પરસ્પર એવો ગાઢ સંબંધ છે અને તેમના વિષયો એકબીજા સાથે એટલો નિકટનો સંબંધ ધરાવે છે કે તેમને એક સામૂહિક નામ 'મુઅવ્વિઝતૈન' (પનાહ માંગવાવાળી બે સૂર:ઓ) રાખવામાં આવ્યું છે. ઇમામ બયહકીએ દલાઇલે નબૂવ્વતમાં લખ્યું છે કે આ બંને સૂર:ઓ એક સાથે જ ઉતરી હતી, તેથી જ આ બંનેનું સામૂહિક નામ 'મુઅવ્વિઝતૈન' છે. હું અહીં બંને માટે એક પ્રસ્તાવના લખી રહ્યો છું, કેમ કે તેમના સંબંધિત પ્રશ્નો અને ચર્ચાઓ તદ્દન સમાન છે.

**ઉતરાણકાળઃ**

હઝરત હસન બસરી, ઇકરમહ, અતા અને જાબિર બિન ઝૈદ કહે છે કે આ સૂર:ઓ મક્કામાં ઊતરી છે. હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદિ.) અને કતાદાનું પણ કથન છે કે આ સૂરઃ મદની છે. આ સૂર:ઓનો વિષય સ્પષ્ટપણે બતાવી રહ્યો છે કે આ આરંભમાં મક્કામાં એ વખતે ઊતરી હશે જ્યારે હુઝૂર (સલ્લ.)નો વિરોધ ખૂબ જોર પકડી ચૂક્યો હતો.

**વિષયવસ્તુ :**

મક્કામાં આ બન્ને સૂર:ઓ જે સંજોગોમાં ઊતરી હતી, તે આ હતા કે ઇસ્લામના આહવાન્‌નો આરંભ થતાં જ એવું લાગવા માંડ્યુ હતું, જાણે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ મધપૂડામાં હાથ નાખી દીધો છે. જેમ-જેમ આપનું આહવાન્ વિસ્તરતું ગયું, કુરૈશના કાફિરો (વિધર્મીઓ)નો વિરોધ પણ તીવ્ર બનતો ગયો. જ્યાં સુધી તેમને એ આશા હતી કે તેઓ કોઇ પણ રીતે સોદાબાજી કરીને કે સમજાવી-ફોસલાવીને આપ (સલ્લ.)ને આ કાર્ય કરતા રોકી શકશે, ત્યાં સુધી તો વૈમનસ્યની તીવ્રતા ઓછી રહી, પરંતુ જ્યારે હુઝૂર (સલ્લ.)એ તેમને એ બાબતે તદ્દન નિરાશ કરી દીધા, ત્યારે તેમની દુશ્મની ચરમસીમાએ પહોંચી ગઇ. એમાંય ખાસ કરીને જે કુટુંબોના લોકોએ (પુરૂષો, સ્ત્રીઓએ, છોકરા કે છોકરીઓએ) ઇસ્લામ કબૂલ કર્યો હતો, તેમના હૃદયોમાં તો આપ (સલ્લ.) વિરૂદ્ધ હંમેશા આગ બળ્યા કરતી હતી. પ્રત્યેક ઘર આપને ગાળો દેતું હતું, ગુપ્ત મંત્રણાઓ કરવામાં આવતી હતી કે કોઇ વખતે રાત્રે સંતાઇને આપની હત્યા કરી નાખવામાં આવે. આપ (સલ્લ.)ના વિરૂદ્ધમાં જાદુટોણાનો ઉપયોગ કરવામાં આવી રહ્યો હતો, જેથી આપ (સલ્લ.) અવસાન પામે કે સખત માંદગીમાં પટકાય કે પાગલ થઇ જાય. મનુષ્યો અને



જિન્નાતો પૈકીના શેતાનો ચારે બાજુ ફેલાઇ ગયા હતા, જેથી આપ (સલ્લ.) વિરૂદ્ધ અને આપ (સલ્લ.) દ્વારા લાવવામાં આવેલા દીન અને કુર્આન વિરૂદ્ધ કોઇને કોઇ શંકા નાખી દે, જેથી લોકો આપ (સલ્લ.) વિરૂદ્ધ શંકામાં પડીને આપ (સલ્લ.)થી દૂર જવા લાગે. અનેક લોકોના હૃદયો ઇર્ષ્યાની આગમાં બળતા હતા, કારણ કે તેઓ પોતાના સિવાય કે પોતાના કબીલાના કોઇ માણસ સિવાય બીજા કોઇ માણસની પ્રગતિ સાંખી શકતા ન હતા.

આ સંજોગોમાં હુઝૂર (સલ્લ.)ને અલ્લાહની શરણ માંગવાનું કહેવામાં આવ્યું છે, જેનો ઉલ્લેખ આ બંને સૂરઃમાં છે. જેવી રીતે હઝરત મૂસા (અલૈ.)એ તે વખતે કહ્યું હતું, જ્યારે ફિરઔને ભર દરબારે તેમના કતલનો ઇરાદો કર્યો હતો કે ''ઇન્ની ઉઝ્તુ બિરબ્બિ વરબ્બિકુમ મિન કુલ્લિ મુતકબ્બિરિલ લાયૂમિનુ બિયૌમિલહિસાબ'' (મેં પોતાના અને તમારા રબની પનાહ મેળવી લીધી છે, તે દરેક ઘમંડી સામે જે ન્યાયના દિવસ ઉપર ઇમાન ધરાવતો નથી.) (મોમિન, આ. ૨૭). ''વ ઇન્ની ઉઝ્તુ બિરબ્બિ વરબ્બિકુમ અન તર્જુમૂન.'' )અને મેં પોતાના અને તમારા રબનું શરણ મેળવી લીધું છે, એ બાબતમાં કે તમે મારા ઉપર હુમલો કરો.)(દુખાન, આ.૨૦) બંને પ્રસંગોએ અલ્લાહના આ ઉચ્ચ આદરણીય પયગંબરોનો મુકાબલો તદ્દન નિઃસહાય સ્થિતિમાં અઢળક સગવડો અને સાધન-સામગ્રી તથા બળ અને વૈભવ ધરાવતા લોકો સાથે હતો. બંને પ્રસંગોએ તેઓ બળવાન શત્રુઓ સામે પોતાના સત્ય માટેના આહવાન્ ઉપર અડગ રહ્યા. આ બંને પ્રસંગોએ તેમણે શત્રુઓની ધમકીઓ, ખતરનાક યુક્તિઓ અને વૈમનસ્યભરી ચાલોને એમ કહીને અવગણી દીધી કે તમારા મુકાબલા માટે અમે સૃષ્ટિના રબનું શરણ મેળવ્યું છે.

**હુઝૂર (સલ્લ.) ઉપર જાદૂની અસર :**

આ સૂર:ઓ વિષે એક ખાસ સમસ્યા એ છે કે કથનો અનુસાર હુઝૂર (સલ્લ.) ઉપર જાદુ કરવામાં આવ્યું હતું અને તેની અસરથી આપ (સલ્લ.) બીમાર પડી ગયા હતા અને આ અસર દૂર કરવા માટે જિબ્રઇલ (અલૈ.)એ આવીને આપને આ સૂરઃ પઢવા માટે માર્ગદર્શન આપ્યું. આ અંગે પ્રાચીન અને અર્વાચિન યુગના અનેક બુદ્ધિજીવીઓએ વાંધો ઉઠાવ્યો છે કે આ કથન જો સ્વીકારી લેવામાં આવે તો સમગ્ર શરીઅત શંકાસ્પદ બની જાય છે, કારણ કે જો નબી (સલ્લ.) ઉપર જાદૂની અસર થઇ શકતી હતી અને આ કથનો પ્રમાણે થઇ ગઈ હતી ત્યારે આપણે એમ કહી શકતા નથી કે વિરોધીઓએ જાદુના બળે નબી (સલ્લ.) પાસે શું-શું કહેવડાવી અને કરાવી લીધું હશે, અને તેમની આપેલી તાલીમમાં કેટલી વસ્તુઓ અલ્લાહ તરફથી હશે અને કેટલી જાદુના અસર હેઠળની... એટલું જ નહીં પરંતુ તેઓ કહે છે કે આ વાત સાચી માની લીધા પછી તો એ પણ કહી શકાય નહીં કે જાદુથી જ

નબી (સલ્લ.)ને નબૂવ્વતના દાવા માટે ઉશ્કેરવામાં આવ્યા હોય અને નબી (સલ્લ.)એ ભ્રમમાં પડીને એવું સમજી લીધું હોય કે તેમના પાસે ફરિશ્તો આવ્યો છે. તેમની દલીલ એવી પણ છે કે આ હદીસો કુર્આનેમજીદ સાથે ટકરાય છે. કુર્આનમાં તો કાફિરોનો એ આરોપ વર્ણવવામાં આવ્યો છે કે નબી (સલ્લ.) એક વશીભૂત માણસ છે. (યકૂલુઝ્ઝાલિમૂન ઇન તત્તબિઊન ઇલ્લા રજુલમ્મસહૂરા, બની ઇસરાઇલ, આ.૪૭) પરંતુ આ હદીસો કાફિરોના તે આરોપને સાચો પુરવાર કરે છે કે હકીકતમાં નબી (સલ્લ.) ઉપર જાદુની અસર થઇ હતી.

આ પ્રશ્નની તપાસ માટે જરૂરી છે કે સૌપ્રથમ એ જોવામાં આવે કે વાસ્તવમાં પ્રમાણિત ઐતિહાસિક કથનો અનુસાર શું એ પુરવાર થયેલું છે કે રસૂલુલ્લાહ (સલ્લ.) ઉપર જાદુની અસર થઇ હતી અને જો થઇ હતી તો તે શું હતી અને કેટલા પ્રમાણમાં થઇ હતી. આ પછી એ જોવામાં આવે કે જે કાંઇ ઇતિહાસથી સાબીત છે તે અંગે જે વાંધાઓ ઉઠાવવામાં આવ્યા છે, તે લાગુ પણ પડે છે કે નહીં.

જ્યાં સુધી ઐતિહાસિક હેસિયતનો સંબંધ છે, નબી (સલ્લ.) ઉપર જાદુની અસર થવાનો કિસ્સો તદ્દન પ્રમાણિત છે. પરંતુ આ જાદુની વધુમાં વધુ અસર નબી (સલ્લ.) ઉપર જે થઇ, તે એટલી જ હતી કે આપ દુબળા થતાં જઇ રહ્યા હતા. કોઇ કાર્ય વિષે એમ વિચારતાં કે એ કર્યું છે, પરંતુ કર્યું ન હોય. પોતાની પત્નીઓ વિષે વિચારતા કે આપ (સલ્લ.) એમના પાસે ગયા છે અને ગયા ન હોય અને કોઇ-કોઇ વખતે આપ (સલ્લ.)ને પોતાની દૃષ્ટિ ઉપર પણ શંકા જતી કે કોઇ વસ્તુ જોઇ છે, પણ જોઇ ન હોય. આ તમામ અસરો આપ (સલ્લ.) પૂરતી જ મર્યાદિત રહી, ત્યાં સુધી કે બીજા લોકોને તો એ ખબર પણ પડી ન શકી કે આપ (સલ્લ.) ઉપર શું વીતી રહ્યું છે. હવે રહી વાત આપ (સલ્લ.)ની નબી તરીકેની સ્થિતિની, તો આપ (સલ્લ.)ના કર્તવ્યમાં કોઇ ખલેલ પડી નથી કે કોઇ કથનમાં એવું નથી આવ્યું કે તે ગાળા દરમ્યાન આપ (સલ્લ.) કુર્આનની કોઇ આયત ભૂલી ગયા હોય કે કોઇ આયત આપ (સલ્લ.)એ ખોટી પઢી નાખી હોય કે આપ (સલ્લ.)ની સંગતમાં અને પ્રવચનો તથા ખુત્બાઓમાં આપ (સલ્લ.)ના શિક્ષણમાં કોઇ ફરક પેદા થયો હોય કે કોઇ એવી વાત આપ (સલ્લ.)એ વહ્ય તરીકે રજૂ કરી હોય, જે વાસ્તવમાં આપ (સલ્લ.) ઉપર ઊતરી ન હોય કે આપ (સલ્લ.)ની નમાઝ પઢવાની રહી ગઇ હોય અને તે અંગે આપ (સલ્લ.)એ સમજી લીધું હોય કે પઢી છે, પણ ખરેખર પઢી ન હોય. આવી કોઇ વાત મઆઝઅલ્લાહ જો બની જતી તો ધૂમ મચી જતી અને સમગ્ર આરબ પ્રદેશ તે વાતથી વાકેફ થઇ જતો કે જે નબી (સલ્લ.)ને કોઇ શક્તિ હરાવી ન શકી, તેમને એક જાદુગરના જાદુએ હરાવી દીધા. પરંતુ આપ (સલ્લ.)નું નબી તરીકેનું સ્થાન આની અસરથી મુકત રહ્યું અને માત્ર



પોતાના અંગત જીવનમાં આપ (સલ્લ.) પોતે આ વાતનો અનુભવ કરી મૂંઝાતા રહ્યા. અંતે એક દિવસે જ્યારે આપ (સલ્લ.) હઝરત આયશા (રદિ.)ને ત્યાં હતા ત્યારે આપ (સલ્લ.)એ વારંવાર અલ્લાહને દુઆઓ કરી. આ જ સ્થિતિમાં ઊંઘ આવી ગઇ કે ઘેન છવાઇ ગયું અને જાગ્યા પછી આપ (સલ્લ.)એ હઝરત આયશા (રદિ.)ને કહ્યું કે ‘‘મેં જે વાત મારા રબને પૂછી હતી, તે તેણે મને બતાવી દીધી છે.’’ હઝરત આયશા (રદિ.)એ નમ્રતાપૂર્વક કહ્યું કે ‘‘તે વાત શું છે. ?’’ ત્યારે આપ (સલ્લ.)એ કહ્યું, ‘‘બે મનુષ્યો (એટલે ફરિશ્તાઓ બે મનુષ્યોના રૂપમાં) મારા પાસે આવ્યા. એક મારા માથાની બાજુ અને બીજો મારી પંગાથી તરફ.’’ એકે પૂછયું, ‘‘આમને શું થયું છે ?’’ બીજાએ ઉત્તર આપ્યો, ‘‘આમના ઉપર જાદુ કરવામાં આવ્યું છે.’’ તેણે પૂછયું, ‘‘કોણે કર્યું છે ?’’. ઉત્તર આપ્યો, ‘‘લબીદ બિન અઅસમે.’’ પૂછયું, ‘‘કઇ વસ્તુ ઉપર કર્યો છે ?’’ ઉત્તર આપ્યો કાંસકી અને વાળોમાં એક નર ખજૂરના ઝુમખાના આવરણમાં.’’ પૂછયું, ‘‘તે ક્યાં છે ?’’ ઉત્તર આપ્યો, ‘‘બની ઝુરૈકના કૂવા ઝીઅઝ્વાન (કે ઝ્રરવાન)ના તળિયે પથ્થર નીચે.’’ પૂછયું ‘‘હવે આ માટે શું કરવું જોઇએ ?’’ ઉત્તર આપ્યો, ‘‘કૂવાનું પાણી બહાર ખેંચી કાઢવામાં આવે. પછી પથ્થર નીચેથી તેને કાઢવામાં આવે.’’ આ પછી નબી (સલ્લ.)એ હઝરત અલી (રદિ.), હઝરત અમ્માર (રદિ.) બિન યાસિર અને હઝરત ઝુબૈર (રદિ.)ને મોકલ્યા, એમના સાથે ઝુબૈર (રદિ.) બિન ઇયાસુઝ્ઝુરકી અને કૈસ (રદિ.) બિન મુહસિનુઝ્ઝઉરકી (અર્થાત્ બનીઝુરૈકના આ બે સહાબીઓ) પણ સામેલ થયા. પાછળથી હુઝૂર (સલ્લ.) પણ થોડાક સાથીઓ સાથે ત્યાં પહોંચી ગયા. પાણી ખેંચી કાઢવામાં આવ્યું અને ખજૂરનું આવરણ કાઢવામાં આવ્યું. તેમાં એક કાંસકો અને વાળ ઉપરાંત એક કંતાનમાં અગિયાર ગાંઠો મારેલી હતી અને મીણની એક પુતળી હતી, જેમાં સોયો ભોંકવામાં આવી હતી. જિબ્રઇલ (અલૈ.)એ આવીને આપ (સલ્લ.)ને બતાવ્યું કે આપ (સલ્લ.) મુઅવ્વિઝતૈન પઢો. તેથી આપ (સલ્લ.)એ એક-એક આયત પઢતા જતા અને તેના સાથે એક-એક ગાંઠ ઉકેલવામાં આવતી અને પુતળામાંથી એક-એક સોય કાઢવામાં આવતી રહી. અંત સુધી પહોંચતા બધી જ ગાંઠો ઉકેલાઇ ગઇ. બધી જ સોયો નીકળી ગઇ અને આપ (સલ્લ.) જાદુની અસરથી એવી રીતે મુક્ત થઇ ગયા જાણે એક માણસ બંધાયેલો હતો અને છૂટો થઇ ગયો. આ પછી આપ (સલ્લ.)એ લબીદને બોલાવી પૂછયુ. તેણે પોતાનો ગુનો કબૂલ કર્યો અને આપ (સલ્લ.)એ તેને જવા દીધો; કારણ કે પોતની જાત માટે આપ (સલ્લ.)એ કદાપિ કોઇથી બદલો લીધો નથી, એટલું જ નહીં પરંતુ આપ (સલ્લ.)એ તે બાબતની ચર્ચા કરવાનો પણ આમ કહીને ઇન્કાર કરી દીધો કે ‘‘મને અલ્લાહે રોગમુક્ત કર્યો છે. હવે હું નથી ઇચ્છતો કે કોઇના વિરૂદ્ધ લોકોને ઉશ્કેરૂં.’’

આ છે સંપૂર્ણ કિસ્સો જાદુનો. આમાં કોઇ એવી વસ્તુ નથી, જે આપ (સલ્લ.)ના નબીના હોદ્દાને નીચો પાડતી હોય. વ્યક્તિગત રીતે જો આપ (સલ્લ.)ને ઘાયલ કરી શકાતા હતા, જેમ ઉહદની લડાઇમાં થયું, જો આપ (સલ્લ.) ઘોડા ઉપરથી પડીને ઇજા પામી શકતા હોય, જે હદીસો દ્વારા પ્રમાણિત છે, જો આપ (સલ્લ.)ને વીંછી ડંખ મારી શકતો હતો, જે કેટલીક હદીસોમાં આવ્યું છે અને આમાંની કોઇ પણ વસ્તુ તે રક્ષણની વિરૂદ્ધ નથી, જેનું નબી હોવાની હેસિયતથી અલ્લાહે આપ (સલ્લ.)ને વચન આપ્યું હતું – આપ (સલ્લ.) પોતાની વ્યકિતગત હેસિયતમાં જાદુની અસર હેઠળ બીમાર પણ પડી શકતા હતા. નબી ઉપર જાદુની અસર થઇ શકે છે તે તો કુર્આનેમજીદ દ્વારા પુરવાર થયેલું છે. સૂરઃ અઅરાફમાં ફીરઔનના જાદુગરો વિષે વર્ણન કરવામાં આવ્યું છે કે હઝરત મૂસા (અલૈ.)ના મુકાબલામાં જ્યારે તેઓ આવ્યા ત્યારે તેમણે તે હજારો માણસોની દૃષ્ટિ ઉપર જાદુ કરી દીધો, જે ત્યાં બંનેનો મુકાબલો જોવા માટે એકઠા થયા હતા. ''સહરૂ અઅયુનન્નાસિ'' (આ.૧૧૬) અને સૂરઃ તાહામાં છે કે જે લાઠીઓ અને દોરડા તેમણે ફેંક્યા હતા તેમના વિષે સામાન્ય લોકો જ નહીં, પરંતુ હઝરત મૂસા (અલૈ.) પણ ભયભીત થઇ ગયા. અહીં સુધી કે અલ્લાહે એમના ઉપર વહ્ય ઉતારી કે ડરો નહીં, તમે જ વિજયી થશો. જરા પોતાની લાઠી ફેંકો. (ફઇઝા હિબાલુહુમ વ ઇસિય્યુહુમ યુખૈય્યલુ ઇલયહિ. અન્નહા તસ્આ મિન સહ્‌રિહિમ અન્નહા તસ્આ ફઅવજસ ફીનફ્સિહિ ખીફતમ્મૂસા. કુલના લા તખફ ઇન્નક અન્તલઆલા. વ અલ્કિ માફી યમીનિક.'' (આ. ૬૬ થી ૬૯). હવે બાકી રહ્યો તે વાંધો કે આ તો મક્કાના કાફિરોનો તે આરોપ સાચો પુરવાર થઇ ગયો કે નબી (સલ્લ.)ને તેઓ વશીભૂત કહેતા હતા. આનો જવાબ આ છે કે કાફિરો આપ (સલ્લ.)ને વશીભૂત માનવી એ અર્થમાં કહેતા ન હતા કે આપ (સલ્લ.) કોઇ જાદુગરની અસર હેઠળ બીમાર થઇ ગયા છે, પરંતુ એ અર્થમાં કહેતા હતા કે કોઇ જાદુગરે મઆઝઅલ્લાહ આપ (સલ્લ.)ને પાગલ બનાવી દીધા છે અને આ પાગલપણા હેઠળ આપ (સલ્લ.) નબૂવ્વતનો દાવો કરી બેઠા છે અને જન્નત અને દોઝખની વાર્તાઓ સંભળાવી રહ્યાં છે. હવે એ સ્પષ્ટ છે કે આ વાંધો મૂળમાં જ આવી બાબતને લાગુ પડતો જ નથી, જેના વિષે ઇતિહાસ દ્વારા એ પુરવાર થયેલું છે કે જાદુની અસર હઝરત મુહમ્મદ (સલ્લ.) ઉપર માત્ર શારીરિક હતી, હઝરત મુહમ્મદ (સલ્લ.)ની નબૂવ્વત તેનાથી બિલકુલ અસર પામી ન હતી.

**ઇસ્લામમાં મંત્રતંત્રની હકીકત :**

એક વધુ સમસ્યા આ સૂરઃઓમાંથી એ ઉદ્‌ભવે છે કે શું મંત્રતંત્ર (ઝાડફૂંક)ની ઇસ્લામમાં કોઇ શક્યતા છે ? અને એ કે મંત્રતંત્ર સ્વયં અસરકારક છે કે કેમ ? આ પ્રશ્ન એટલા માટે ઉદ્‌ભવે છે કે અસંખ્ય સહીહ હદીસોમાં એક



ઉલ્લેખ આવે છે કે રસૂલુલ્લાહ (સલ્લ.) દરેક રાત્રે સૂતી વખતે અને ખાસ કરીને બીમારીની હાલતમાં મુઅવ્વિઝતૈન કે બીજી કેટલીક નોંધો અનુસાર મુઅવ્વિઝાત (એટલે કુલહુવલ્લાહુ અને મુઅવ્વિઝતૈન) ત્રણ વખત પઢીને પોતાના બંને હાથો ઉપર ફૂંક મારતા અને માથાથી પગ સુધી સમગ્ર શરીર ઉપર જ્યાં સુધી આપ (સલ્લ.)ના હાથ પહોંચી શકતા હતા, તેમને ફેરવતા હતા. આ સમસ્યા સંબંધે જે વિવિધ કથનો મળ્યા છે તેને નજર સમક્ષ રાખીએ તો શરઈ બાબત એ છે કે મંત્રતંત્રની એ શરતે છૂટ આપી દીધી કે તેમાં શિર્ક ન હોય. અલ્લાહના પવિત્ર નામો અથવા કુર્આનની વાણી સાથે મંત્રવામાં આવે, બોલ એવા હોય જે સમજાય અને એ જાણી શકાય કે આમાં કોઇ ગુન્હાની વસ્તુ નથી અને વિશ્વાસ મંત્ર-તંત્ર ઉપર કરવામાં ન આવે કે તે પોતે સાજા કરનાર છે, પરંતુ અલ્લાહ ઉપર ભરોસો રાખવામાં આવે કે તેની ઇચ્છા હશે તો આને લાભદાયી બનાવી દેશે.

પ્રશ્ન એ રહે છે કે શું આ મંત્ર-તંત્ર લાભદાયી પણ છે કે કેમ ? તો આનો ઉત્તર એ છે કે રસૂલુલ્લાહ (સલ્લ.)એ દવા અને ઇલાજની તો ક્યારેય મનાઇ કરી નથી, પરંતુ પોતે જ ફરમાવ્યું છે કે ''દરેક રોગની દવા અલ્લાહે પેદા કરી છે અને તમે લોકો દવા કરો.'' આપ (સલ્લ.)એ પોતે કેટલાક રોગોનો ઇલાજ બતાવ્યો છે જે હદીસમાં 'કિતાબુત્‌તિબ્બ' જોવાથી જાણી શકાય છે. પરંતુ દવા પણ અલ્લાહની આજ્ઞા અને આદેશ હેઠળ જ લાભ આપે છે. નહીં તો જો દવા અને દાકતરી સારવાર દરેક સ્થિતિમાં લાભદાયી હોત તો હોસ્પિટલમાં કોઇ મૃત્યુ ન પામત. હવે જો દવા અને ઇલાજ કરવાની સાથે અલ્લાહની વાણી અને તેના પવિત્ર નામોથી પણ લાભ લેવામાં આવે તો અથવા એવા સ્થળે જ્યાં કોઇ દાકતરી સહાય મળી શકે તેમ ન હોય ત્યારે અલ્લાહ તરફ જ વળીને અને તેની વાણી, નામો તથા ગુણોની પણ સહાયતા મેળવવામાં આવે તો તે ભૌતિકવાદીઓ સિવાય કોઇની પણ બુદ્ધિ વિરૂદ્ધ નથી. અલબત્ત તે સાચું નથી કે દવા અને ઇલાજ જ્યાં પ્રાપ્ત હોય તે જાણીજોઇને જતા કરવામાં આવે અને ફક્ત મંત્ર-તંત્રના ઉપયોગ ઉપર જ સંતોષ માનવામાં આવે, અને કેટલાક લોકો મંત્ર-તંત્ર અને માદળિયાના દવાખાના ખોલી બેસી જાય અને તેને જ કમાણીનું સાધન બનાવી લે.

ભૌતિકવાદી દુનિયાના અનેક દાકતરોએ કબૂલ કર્યું છે કે દુઆ અને અલ્લાહ તરફ રોગીઓનું પલટવું સાજા થવા માટે ખૂબ ઉપયોગી છે અને આનો જાત અનુભવ મને પોતાને પણ મારી જિંદગીમાં બે વખત થયો છે. ઈ.સ. ૧૯૪૮માં જ્યારે મને નજરકેદ કરી લેવામાં આવ્યો ત્યારે થોડા દિવસ પછી એક પથરી મારા મૂત્રાશયમાં આવીને અટકી ગઈ અને ૧૬ કલાક સુધી પેશાબ બંધ રહ્યો. મેં અલ્લાહ પાસે દુઆ માગી કે હું જાલિમો પાસે ઇલાજની વિનંતી કરવા માગતો નથી. તું જ મારો ઇલાજ કરી દે. તેથી તે પથરી પેશાબના માર્ગમાંથી ખસી ગઈ અને ૨૦ વર્ષ

સુધી ખસેલી રહી. છેવટે ૧૯૬૮માં તેણે ફરી મને તકલીફ કરવા માંડી અને તે ઓપરેશન દ્વારા કાઢવામાં આવી. બીજી વખતે જયારે ઈ.સ. ૧૯૫૩માં મારી ધરપકડ કરવામાં આવી ત્યારે મારી બંને પિંડીઓ કેટલાય મહિનાથી દાદરના દર્દથી પીડાતી હતી અને કોઈ પણ ઈલાજથી આરામ થતો ન હતો. ધરપકડ પછી મેં અલ્લાહ પાસે ફરી એ જ દુઆ કરી, જે ઈ.સ. ૧૯૪૮માં કરી હતી અને કોઈ પણ ઈલાજ અને દવા વિના પિંડીઓ દાદરના દર્દમાંથી મુક્ત થઈ ગઈ અને આજ સુધી તે બીમારી ફરી વાર મને થઈ નથી.

મોટા ભાગના કથનોમાં એ સ્પષ્ટતા નથી કે આ મંત્ર ફૂંકનારા હઝરત અબૂ સઈદ હતા. એટલું જ નહીં એમાં તે વાતની સ્પષ્ટતા પણ નથી કરવામાં આવી કે હઝરત અબૂ સઈદ પોતે આ ચઢાઈમાં સામેલ હતા. પરંતુ તિર્‌મિઝીની રિવાયતમાં આ બંને વાતોની ચોખવટ કરવામાં આવી છે.

**સૂરઃ ફાતિહા અને આ સૂરઃ વચ્ચેનો સંબંધઃ**

છેલ્લી વસ્તુ જે મુઅવ્વિઝતૈન વિષે ધ્યાન માંગી લે છે, તે કુર્આનના આરંભ અને અંતના સંબંધની છે. જો કે કુર્આનમજીદ ઊતરતું ગયું, તે ક્રમમાં સંપાદિત નથી થયું, પંરતુ ત્રેવીસ વર્ષના ગાળા દરમ્યાન જુદી-જુદી પરિસ્થિતિઓ અને પ્રસંગો અને જરૂરિયાત અનુસાર ઊતરવાવાળી આયતો અને સૂરઃઓને રસૂલુલ્લાહ (સલ્લ.)એ પોતાની જાતે નહીં, પરંતુ તેના ઉતારનાર અલ્લાહના આદેશ અનુસાર તે સ્વરૂપમાં સંપાદિત કર્યું, જે સ્વરૂપમાં આજે આપણે તેને જોઇએ છીએ. આ ક્રમ મુજબ કુર્આનનો આરંભ સૂરઃ ફાતિહાથી થાય છે અને સમાપન મુઅવ્વિઝતૈન ઉપર થયા છે. હવે જરા બંને ઉપર દૃષ્ટિપાત કરો. આરંભમાં બંદો અલ્લાહની, જે બધી જ દુનિયાનો રબ છે, કૃપાળુ અને દયાળુ છે અને ન્યાયના દિવસોનો માલિક છે, પ્રશંસા કર્યા પછી અરજ કરે છે કે આપની જ બંદગી હું કરૂ છું અને આપના પાસે જ સહાય માંગુ છું અને સૌથી મોટી સહાય જેની મને જરૂર છે તે એ છે કે મને સીધો માર્ગ દેખાડો. ઉત્તરમાં અલ્લાહ તરફથી સીધો માર્ગ બતાવવા માટે તેને સંપૂર્ણ કુર્આન આપવામાં આવે છે અને તેનુ સમાપન એ સાથે કરવામાં આવે છે કે બંદો અલ્લાહ પાસેથી, જે પરોઢનો રબ, મનુષ્યોનો રબ, મનુષ્યોનો માલિક અને મનુષ્યોનો ઉપાસ્ય છે, અરજ કરે છે કે હું દરેક મખલૂકના દરેક બગાડ અને ઉપદ્રવથી બચવા માટે આપનું જ શરણ માગું છું અને ખાસ કરીને મનુષ્યો અને જિન્નાતોના શેતાનોની શંકા-કુશંકાથી આપનું શરણ માગું છું, કારણ કે સીધા માર્ગના અનુસરણમાં તેઓ જ સૌથી વધુ નડતરરૂપ બને છે. તે આરંભ સાથે આ સમાપન જે સંબંધ ધરાવે છે તે કોઇ પણ દૃષ્ટિવાન વ્યકિતથી છૂપું રહી શકે નહીં.



## (૧૧૨) સૂરઃ અલ-ઈખ્લાસ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૪)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. કહો, તે અલ્લાહ છે, અદ્વિતીય !

૨. અલ્લાહ સૌથી બેનિયાઝ (નિરપેક્ષ, નિસ્પૃહ) છે અને સૌ તેના મોહતાજ છે.

૩. ન તેની કોઈ સંતાન છે અને ન તે કોઈનું સંતાન

૪. અને કોઈ તેનો સમકક્ષ નથી. (રુકૂઅ-૧)

## (૧૧૩) સૂરઃ અલ-ફલક

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૫)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. કહો, હું શરણ માગુ છું, પરોઢના રબનું,

૨. દરેક તે વસ્તુની બૂરાઈથી જે તેણે પેદા કરી છે,

૩. અને રાત્રિના અંધકારની બૂરાઈથી જ્યારે કે તે છવાઈ જાય,

૪. અને ગાંઠોમાં ફૂંકનારાઓ (અથવા ફૂંકનારીઓ)ની બૂરાઈથી,

૫. અને ઈર્ષા કરનારાની બૂરાઈથી જ્યારે તે ઈર્ષ્યા કરે. (રુકૂઅ-૧)

## (૧૧૪) સૂરઃ અન્‌-નાસ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧ • આયતો : ૬)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. કહો, હું શરણ માગુ છું મનુષ્યોના માલિક અને પાલનહાર (રબ)નું,

૨. મનુષ્યોના સમ્રાટનું,

૩. મનુષ્યોના સાચા ઉપાસ્ય (મઅ્‌બૂદ)નું,

૪. તે શંકા-કુશંકાઓ નાખનારની બૂરાઈથી જે વારંવાર પાછો આવે છે,

૫. જે લોકોના હૃદયોમાં શંકા-કુશંકાઓ નાખે છે,

૬. ચાહે તે જિન્નાતોમાંથી હોય કે મનુષ્યોમાંથી. (રુકૂઅ-૧)




اَللّٰهُمَّ آنِسْ وَحْشَتِیْ فِیْ قَبْرِیْ اَللّٰهُمَّ ارْحَمْنِیْ بِالْقُرْاٰنِ الْعَظِیْمِ وَاجْعَلْهُ لِیْ اِمَامًا وَّنُوْرًا وَّ
هُدًی وَّرَحْمَةً اَللّٰهُمَّ ذَكِّرْنِیْ مِنْهُ مَا نَسِیْتُ وَعَلِّمْنِیْ مِنْهُ مَا جَهِلْتُ وَارْزُقْنِیْ تِلَاوَتَهٗ اٰنَآءَ
الَّیْلِ وَاٰنَآءَ النَّهَارِ وَاجْعَلْهُ لِیْ حُجَّةً یَّا رَبَّ الْعٰلَمِیْنَ ۝

અલ્લાહુમ્મ આનિસ્ વહ્શતિ ફી કબ્રી અલ્લાહુમ્મર્હમ્ની બિલ્ કુર્આનિલ્ અઝીમિ વજ્અલ્હુ લી ઈમામઁવ્-વનૂરઁવ્-હુદઁવ્-વરહમતન અલ્લાહુમ્મ ઝક્કિર્ની મિન્હુ મા નસીતુ વ અલ્લિમ્ની મિન્હુ મા જહિલ્તુ વર્ઝુક્ની તિલવાતહૂ આના અલ્ લૈલિ વ આના અન્ નહારિ વજ્અલ્હુ લી હુજ્જતૈં યા રબ્બલ્ આલમીન.

હે અલ્લાહ ! મારી કબરના ગભરાટને પ્રેમમાં બદલી નાખ. હે અલ્લાહ ! મારા ઉપર મહાન કુર્આન દ્વારા દયા કર અને તેને મારો નાયક, પ્રકાશ, માર્ગદર્શક અને કૃપા બનાવ. હે અલ્લાહ ! તેમાંથી હું જે ભૂલી ગયો છું મને યાદ દેવડાવી દે, જે નથી જાણતો મને શીખવી દે, અને રાત અને દિવસની ક્ષણોમાં મને તેને પઢવાનું સૌભાગ્ય પ્રદાન કર. હે અલ્લાહ ! સમસ્ત સૃષ્ટિના પાલનહાર માલિક ! તેને મારા માટે દલીલ બનાવ.

# અનુક્રમણિકા

---

કુર્આનમજીદની અધિકાંશ સૂરઃઓના નામ આગળ 'અલ', 'અન્' વગેરે Article લાગેલા છે, તેનું સ્થાન તે જ છે, જે અંગ્રેજી ભાષામાં Theનું હોય છે. અનુક્રમણિકામાંથી સૂરઃઓના નામ આગળ આવતા આવા અલ, અન્ વગેરેને કાઢી નાખવામાં આવ્યા છે, જેથી સૂરઃઓને શોધવામાં સરળતા રહે.




## —: સાંકેતિક શબ્દાર્થ :—

સંક્ષિપ્ત રૂપમાં પ્રયુક્ત કેટલાક એવા શબ્દો આ પુસ્તકમાં આવશે, જેનું પૂર્ણ સ્વરૂપ અને અર્થ પહેલાંથી જાણી લેવા જરૂરી છે, જેથી અધ્યયન દરમ્યાન કોઈ પરેશાની ન રહે. તે શબ્દો નિમ્નલિખિત છે :

**અલૈ.** પૂર્ણ રૂપ **અલૈહિસ્સલામ** અર્થાત્ 'તેમના ઉપર અલ્લાહ શાંતિ અને સલામતી ઉતારે.' પયગંબરો અને ફરિશ્તાઓના નામના સાથે આદર અને પ્રેમ દર્શાવવા દુઆના આ શબ્દ વધારી દેવામાં આવે છે.

**સલ્લ.** પૂર્ણ રૂપ **સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ** અર્થાત્ 'તેમના ઉપર અલ્લાહ શાંતિ અને સલામતીની વર્ષા કરે.' અંતિમ પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)નું નામ લખતાં, બોલતા કે વાંચતા આદર અને પ્રેમ દર્શાવવા દુઆના આ શબ્દ વધારી દેવામાં આવે છે.

**રદિ.** પૂર્ણ રૂપ **રદિયલ્લાહુ અન્હુ** અર્થાત્ 'અલ્લાહ તેમનાથી પ્રસન્ન થાય.' **સહાબી**ના નામ સાથે આદર અને પ્રેમ દર્શાવવા દુઆના આ શબ્દ વધારી દેવામાં આવે છે. **સહાબી** તે સૌભાગ્યશાળી મુસલમાનને કહે છે, જેને પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)થી મુલાકાતની તક મળી હોય. **સહાબી**નું બહુવચન **સહાબા** છે. સ્ત્રીલિંગ **સહાબિયઃ** છે. **રદિ.** જો કોઈ **સહાબિયઃ**ના નામ સાથે પ્રયુક્ત થાય તો **રદિયલ્લાહુ અન્હા** તેનું પુર્ણ રૂપ થાય છે. જો **સહાબા** માટે પ્રયુક્ત થાય તો **રદિયલ્લાહુ અન્હુમ** તેનું પૂર્ણ રૂપ થાય છે.

---

## —: અરબી અને ઉર્દૂ અંકો ગુજરાતીમાં :—

| અરબી | ઉર્દૂ | ગુજરાતી |
|---|---|---|
| ١ | ۱ | ૧ |
| ٢ | ۲ | ૨ |
| ٣ | ۳ | ૩ |
| ٤ | ۴ | ૪ |
| ٥ | ۵ | ૫ |
| ٦ | ۶ | ૬ |
| ٧ | ۷ | ૭ |
| ٨ | ۸ | ૮ |
| ٩ | ۹ | ૯ |
| ١٠ | ۱۰ | ૧૦ |